સદ્‌વિદ્યા પ્રવર્તાવો પૃથ્વી પરે...

# ગુરુકુલ દર્શન

વર્ષ - ૪ • એપ્રિલ-૨૦૧૨ • અંક-૪
પંચવાર્ષિક લવાજમ : રૂા. ૨૫૦ /-

સદ્‌. શ્રી બાલમુકુંદદાસજી સ્વામી

સદ્‌ગુરુ વંદના મહોત્સવ

સદ્‌ગુરુ ગાથા વિશેષાંક

સંતો સાથે મેલબોર્નના ભક્તજનો

સત્સંગ સભા, પર્થ

સત્સંગ સભા, બ્રિસબેન

કપુરચંદભાઈના નૂતન નિવાસનું ઉદ્‌ઘાટન, નાઈરોબી

સત્સંગ સભા, કચ્છી લેવા પટેલ સમાજ નાઈરોબી

પૂજ્ય સ્વામીજી સાથે કચ્છી યુથ લીગના સભ્યો, નાઈરોબી

સત્સંગ સભા, દુબઈ

સત્સંગ સભા, દુબઈ

-: સંસ્થાપક :-

સદ્‌વિદ્યા સદ્ધર્મરક્ષક પ્રાતઃસ્મરણીય પ. પૂ. ગુરુવર્ય
શાસ્ત્રીજી મહારાજ શ્રી ધર્મજીવનદાસજી સ્વામી

# ગુરુકુલ દર્શન

વર્ષ-૪, એપ્રિલ - ૨૦૧૨, અંક-૪

: આશીર્વાદ :
પ. પૂ. પ્રાતઃસ્મરણીય શ્રી જોગીસ્વામી

: પ્રેરણા :
પ. પૂ. સદ્‌ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામી

**પ્રકાશક** : પ.પૂ. પુરાણી શ્રી બાલકૃષ્ણદાસજી સ્વામી
**તંત્રી** : પાર્ષદ શ્રી શામજી ભગત
**સંપાદક** : શાસ્ત્રી શ્રી યજ્ઞવલ્લભદાસજી સ્વામી
**કલા સંયોજન**: હરિકૃષ્ણ ગ્રાફિક્સ, અમદાવાદ
**વ્યવસ્થાપન** : જગજીવનભાઈ પટેલ, ધવલ ભીમાણી
**તસ્વીર** : જી. વિઝન
**મુદ્રક** : સૂર્યા ઓફસેટ

| | |
|---|---|
| છુટક અંક | : રૂા. ૫/- |
| પંચ વાર્ષિક લવાજમ | : રૂા. ૨૫૦/- |
| આજીવન લવાજમ(૨૫ વર્ષ) | : રૂા. ૭૦૦/- |
| વિદેશમાં આજીવન લવાજમ | : $ ૧૧૦/- |

**લવાજમ અંગે પત્રવ્યવહાર**

'ગુરુકુલ દર્શન' કાર્યાલય
શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ - મેમનગર, અમદાવાદ-૫૨
ફોન (૦૭૯) ૨૭૯૧૨૫૯૧/૯૨
www.swaminarayangurukul.org
E-mail- darshan@sgvp.org

## ધૂની રમાવો અલખ જગાવો

(રાગ- દરબારી)

ધૂની રમાવો અલખ જગાવો
સખી મોરે સત્‌ગુરુ ઘર આયે
પાટ મંડાવો દીપ જલાવો
સખી મોરે સત્‌ગુરુ ઘર આયે... ૧

એરી સખી બડભાગી રે
ઝળહળ જ્યોતુ જાગી રે
ઉતરી આભેથી હંસોની સ્વારી
મોતી મંગાવો કમલે વધાવો... સખી મોરે...૨

પદ બિન પાયલ બાજેરે
એરી સખી ગગન ગાજેરે
તૂહી તૂહી તાર સજેબિન તારી
ફૂલ બરસાવો જશન મનાવો... સખી મોરે...૩

સરવે શુકન ફળીયા રે
સત્‌ગુરુ સાંઇ મળીયા રે
વરસે વચનોના નિરમળ વારિ
હરખે નહાવો અમર કહાવો... સખી મોરે...૪

ભેદ ભરમ ટળીયા રે
હરિવર હેતે હળીયા રે
માધવ માયાના રંગ ઉતારી
ગેરુ મંગાવો કફની રંગાવો... સખી મોરે...૫

**- સ્વામી માધવપ્રિયદાસજી**

## પ. પૂ. સદ્‌ગુરુ બાલમુકુંદદાસજી સ્વામીનું જીવન કવન

### ભાગ-૧

અક્ષરમુક્તનું અવતરણ

સૌરાષ્ટ્રની ધરતી અત્યંત પવિત્ર છે. આ ભૂમિ સંતો, સતીઓ અને શૂરવીરોની ભૂમિ છે. સૌરાષ્ટ્રમાં પણ સોરઠ દેશની વાત ન્યારી છે.

સોરઠમાં ઘેડ પ્રદેશ આવેલો છે. આ પ્રદેશ ભગવાન સ્વામિનારાયણની રમણ રેતી ગણાય છે. આવા સોરઠના ઘેડ પ્રદેશના 'કાલેજ' ગામે સદ્‌ગુરુ બાલમુકુંદદાસજી સ્વામીનો જન્મ લોહાણા જ્ઞાતિમાં

થયો હતો.

બાલમુકુંદદાસજી સ્વામીને શ્રીજી મહારાજે અનંત જીવોનાં કલ્યાણ માટે અક્ષરધામમાંથી મોકલ્યા હતા. એમના પિતાશ્રીનું નામ ઠક્કર જીવન શેઠ હતું. માતુશ્રીનું નામ મીઠીબાઈ હતું.

બાલમુકુંદદાસજી સ્વામીનો જન્મ **૧૮૮૭ના ચૈત્ર સુદી ૩, મત્સ્ય જયંતિના દિવસે થયો હતો. એમનું પૂર્વાશ્રમનું નામ ગોરધન હતું.**

થોડા વર્ષ બાદ જીવન શેઠ પંચાળા રહેવા આવ્યા હતા.

પંચાળામાં ભગવાન શ્રીહરિએ ખૂબ જ લીલા કરી હતી. આ લીલાભૂમિમાં ગોરધનનું બાળપણ ખીલ્યું હતું. ગોરધનને નાનપણથી જ કથાવાર્તા, દેવ દર્શનમાં ભારે રુચિ હતી. એની સઘળી ક્રિયા ભગવત્ પરાયણ હતી. એકવાર સદ્‌ગુરુ ગુણાતીતાનંદ સ્વામી પંચાળા પધાર્યા હતા. ભક્તરાજ ગોરધનને સ્વામીનાં પ્રથમવાર દર્શન થયાં. લોહચુંબકમાં લોઢું ખેંચાય તેમ ગોરધન ભગતનું મન સ્વામીમાં ખેંચાયું.

ગોરધન ભગત મન-વચન-કર્મથી સ્વામીનો સમાગમ કરવા લાગ્યા. સ્વામીની અમૃત ભરેલી વાતો સાંભળવામાં ગોરધનને તૃપ્તિ થતી ન હતી.

સ્વામીના વેણે વેણે મોતી વીંધાય એમ યુવાન ગોરધન ભગતનું મન વીંધાઈ રહ્યુ હતું.

પરિસ્થિતિ એવી થઈ કે હવે સ્વામી વિના ગોરધન ભગતને ક્યાંય ચેન પડતું નહોતું.

ગોરધન ભગત અવાર નવાર જૂનાગઢ પહોંચી જતા અને સ્વામીનો સમાગમ કરતા. સ્વામીના સમાગમને પરિણામે ગોરધન ભગતને ભર યુવાન વયે વૈરાગ્ય થયો.

## સંસાર હરામ થયો

સંવત્ ૧૯૦૪ની સાલ હતી. સદ્‌ગુરુ ગુણાતીતાનંદ સ્વામી પંચાળા પધાર્યા હતા.

સ્વામીની સાથે મહા યોગીરાજ ગોપાળાનંદ સ્વામી અને વિદ્વત્તામાં જેનો જોટો ન જડે એવા સદ્‌ગુરુ નિત્યાનંદ સ્વામી હતા. આ ત્રણેય મહાન અક્ષરના મુક્તો સદેહે ધરતી ઉપર અવતર્યા હતા.

આ મહાન અનાદિમુક્તોનું દર્શન કરતા ગોરધન ભગતને અંતરમાં અત્યંત આનંદ થયો.

કાગડાના માળામાં ઉછરતું કોયલનું બચ્ચું કોયલના સ્વરને સાંભળીને પોતાની જાતને પારખી જાય અને પોતાની માતાને મળવા ઉત્સુક બની જાય એ જ રીતે આ સદ્‌ગુરુરૂપી કોયલના કોકિલ સ્વરે ગોરધન ભગતનું હૃદય જાગી ગયું હતું.

ગોરધન ભગતને પોતાના અક્ષરમુક્તપણાનું ભાન થઈ ચૂક્યું હતું. હવે એનું મન માયાના માળામાં માને એમ ન હતું. તો સામે માતા-પિતા પણ જલ્દી છોડે એમ ન હતાં.

એક દિવસ લાગ જોઇ ગોરધન ભગત ઘર છોડીને ભાગી નીકળ્યા અને સીધા જૂનાગઢ આવ્યા, સદ્‌ગુરુ ગુણાતીતાનંદ સ્વામીને દંડવત્ કર્યા ને કહ્યું, 'સ્વામી! જ્યારથી મને આપનો સમાગમ થયો છે ત્યારથી મારે સંસાર હરામ થઇ ગયો છે માટે મને સાધુ કરો. સ્વામી ગોરધન ભગતના વૈરાગ્યને સારી પેઠે જાણતા હતા. સ્વામીને દૃઢ ભરોસો થઇ ચૂક્યો હતો કે આ ભગતની વૈરાગી ચૂંદડીનો રંગ ઉતરે એવો નથી. તો બીજી બાજુ સ્વામીને એ પણ ખબર હતી કે હજુ આ ભગતના માતા-પિતા, સગાં-સંબંધીઓ રજા આપે એમ નથી. આખરે સ્વામીએ સમય પાકે એટલા માટે વચલો માર્ગ લીધો અને કહ્યું, 'ભગત! તમે હમણાં અહીં સુખેથી રહો અને સેવાકાર્ય કરો. સમય આવ્યે અમે તમને સાધુ કરીશું.'

આ અરસામાં જૂનાગઢ શ્રી રાધારમણ દેવનાના મંદિરનું છોવરાવવાનું કામ ચાલુ હતું. પાર્ષદ ગોરધન ભગત માટે તો સ્વામીનું વચન એ જ જીવન હતું. સ્વામીના વચને તેઓ મંદિરના છોવરાવવાના સેવાકાર્યમાં જોડાયા.

કડીયાઓ મંદિર ને છોઇ રહ્યા હોય ત્યારે ગોરધન ભગત ચુનાના તગારા તૈયાર કરી કરી કડીયાઓને આપવા લાગ્યા અને આખો દિવસ કડીયાની હારોહાર સેવા કરતા રહ્યા. સાથો સાથ સમય મળે ત્યારે બીજી સેવાઓનો લાભ પણ તેઓ ચૂકતા નહિં.

સ્વામિનારાયણ સંપ્રદાયમાં જેટલું સત્સંગનું મહત્વ છે એટલું જ સેવાનું મહત્વ છે. સ્વામિનારાયણ સંપ્રદાયના નાના સાધુ હોય કે મહાન સદ્‌ગુરુ હોય, સેવા તો એમના જીવનમાં અવશ્ય વણાયેલી જ હોય.

ભગવાન સ્વામિનારાયણે દેહ ભાવથી પર થઇ પરમાત્માની સેવા કરવી એને જ મુક્તિ માની છે.

મોટા સદ્‌ગુરુ સંતોએ કહ્યું છે 'સેવા સાવરણી છે' જે મુમુક્ષુના અંતરમાંથી અનાદિકાળની વાસનાઓની રજને વાળી નાખે છે અને મુમુક્ષુનું અંતર આભલા જેવું ચોખ્ખું બનાવે છે.

ગોરધન ભગત સ્વામીના વચને સેવામાં જોડાયા અને સમય પસાર થતો રહ્યો.

એવામાં એમના પિતાશ્રી જીવણશેઠ અક્ષરવાસી થયા.

માતુશ્રી મીઠીબાઈને ગોરધન ઉપરાંત બીજા બે પુત્રો હતા પરંતુ માને મન આ પહેલા ખોળાનો પુત્ર ભારે વહાલો હતો. ગોરધન વિના માના મનને ચેન પડતું નહોતું. એટલે તેઓ જૂનાગઢ આવ્યા અને ગોરધન ભગતને પરાણે પંચાળા તેડી ગયા.

એક બાજુ માના અંતરની મમતા છૂટતી નહોતી તો બીજી બાજુ ગોરધનનું મન માયામાં ચોંટતું નહોતું.

જેમ મદોન્મત ગજરાજને કમળના વેલાથી બાંધી ન શકાય તેમ માતાની મમતાના પાશ કે સગાં-સંબંધીઓના સ્નેહના પાશ ગોરધનને બાંધી શકે એમ ન હતા. એક દિવસ લાગ જોઇને ગોરધન ભગત પંચાળા છોડી પાછા જૂનાગઢ ઉપડી ગયા.

ગુણાતીતાનંદ સ્વામીએ ગોરધન ભગતને માથે હાથ મૂક્યા અને બોલ્યા 'મોટી મોટી નદીઓ તરવી સહેલી છે. પરંતુ માતાની મમતારૂપી મહાસાગરને તરવો ભારે મુશ્કેલ છે. તમે એ સાગરને તરીને આવ્યા છો પરંતુ સાધુ થવા માટે હજુ થોડી રાહ જોવી પડશે.'

# આ બેય તો સત્સંગની ધોસરી ઉપાડે એવા છે

સમય ધીરે ધીરે સરકી રહ્યો હતો. વિક્રમ સંવત્ ૧૯૦૭ની સાલ હતી.

વડતાલમાં દેવદીવાળીનો સમૈયો ભરાયો હતો. સોનામાં સુગંધ ભળે એમ અમદાવાદથી આચાર્યશ્રી અયોધ્યાપ્રસાદજી મહારાજ અને વડતાલના આચાર્ય શ્રી રઘુવીરજી મહારાજ આ બન્ને આચાર્ય સમૈયામાં એક સાથે ઉપસ્થિત હતા.

ભગવાન શ્રીહરિ ધામમાં ગયા તેને થોડા વર્ષો વિત્યાં હતાં. અનેક નંદ સંતો હજી મોજૂદ હતા. સત્સંગનો સુવર્ણકાળ વર્તતો હતો. ભગવાન

સ્વામિનારાયણે બન્ને આચાર્યના હાથ જેમના હાથમાં આપ્યા હતા એ સદ્‌ગુરુ ગોપાળાનંદ સ્વામી હજી વિદ્યમાન હતા.

આ સમૈયામાં દેશદેશાંતરથી સંતો હરિભક્તોનો વિશાળ સમુદાય એકઠો થયો હતો.

મહાયોગીરાજ સદ્‌ગુરુ ગોપાળાનંદ સ્વામી પોતાના આસને બિરાજમાન હતા અને મોડે સુધી એકાસને બેસી વિષ્ણુસહસ્રનામ સાથે સહસ્રતુલસીદલથી શાલીગ્રામનું પૂજન કરી રહ્યા હતા.

એ જ સમયે જૂનાગઢના જોગી ગુણાતીતાનંદ સ્વામી બે યુવાનોને લઈને ગોપાળાનંદ સ્વામીના દર્શને પધાર્યા.

આ બે યુવાન સંતોમાં એક હતા અમદાવાદના મહાન સદ્‌ગુરુ મહાનુભાવાનંદ સ્વામીના શિષ્ય નિર્ગુણજીવનદાસજી અને બીજા હતા પોતાના જ મુખ્ય શિષ્ય સ્વામી બાલમુકુંદદાસજી સ્વામી.

બાલમુકુંદદાસજી સ્વામી ત્યારે હજુ ધોળે કપડે હતા અને 'ગોરધન' નામ હતું.

એક બાજુ ગુણાતીતાનંદ સ્વામી દંડવત્ પ્રણામ કરી ગોપાળાનંદ સ્વામીની પાસે બેઠા અને બીજી બાજુ આ બન્ને યુવાન સંત-પાર્ષદ એક સાથે ગોપાળાનંદ સ્વામીને દંડવત્ કરવા લાગ્યા.

મહા ઐશ્વર્યમૂર્તિ યોગીરાજ ગોપાળાનંદ સ્વામી આ બન્ને એક સરખી વયના, એક સરખા તેજસ્વી, એક સરખા તપ અને ત્યાગની મૂર્તિસમાં, એક સરખી રુચિવાળા, ભગવા અને ધોળા વસ્ત્રવાળા સંત-પાર્ષદની જોડીને નીરખી રહ્યા.

એવામાં અચાનક ગોપાળાનંદ સ્વામીને કોણ જાણે શું મોજ ચડી કે એણે પોતાની પાસે પડેલી લાકડી હાથમાં લીધી અને એક સાથે દંડવત્ કરી રહેલા બન્ને યુવાન સંત પાર્ષદના ખભા ઉપર લાકડી મૂકી દીધી અને બોલ્યા, 'જોગી! આ બેય તો સત્સંગની ધોંસરી ઉપાડે એવા છે.'

'શ્રીજી મહારાજે ધામમાં જવાના થયા ત્યારે બન્ને દેશના સત્સંગને સાચવવાની જવાબદારી અમને સોંપી હતી. હવે અમારે ધામમાં જવાનો સમય નજીક આવતો જાય છે. અમારા ધામમાં ગયા પછી બેય દેશના સત્સંગને હવે આ બેય સાચવશે. શ્રીજી મહારાજે એટલા માટે જ એમને ધામમાંથી મોકલ્યા છે.'

'અમદાવાદ દેશનો સત્સંગ આ નિર્ગુણદાસ સાચવશે અને વરતાલ દેશનો સત્સંગ ગોરધન ભગત સાચવશે.' આટલુ કહી વળી સ્વામી આશીર્વાદના સૂરમાં બોલ્યા કે, 'જોગી આ પાર્ષદને સાધુ થવામાં જે ઉપાધીઓ આવે છે તે હવે દૂર થશે. સત્સંગના રિવાજ પ્રમાણે આ પાર્ષદને બે વર્ષ ધોળે લુગડે રાખજો, પછી દીક્ષા અપાવજો.' આટલું કહી સ્વામી મૌન થયા. ગુણાતીતાનંદ સ્વામીએ નેત્રોની નિશાનીએ

યોગીવર્યની વાતને વધાવી લીધી.

આ બાજુ બન્ને સંત-પાર્ષદ દંડવત્ પ્રણામ પૂરા કરી ગોપાળાનંદ સ્વામીની પાસે બેસી ગયા.

બન્ને યુવાનોના અંતરમાં આજે આનંદનો પાર નહોતો. ભગવાન સ્વામિનારાયણની ડાબી જમણી આંખ કહી શકાય એવા બે મહાન સદ્ગુરુઓના સાન્નિધ્યમાં આ બન્નેને અલૌકિક દિવ્યતાનો અનુભવ થઈ રહ્યો હતો.

ગોપાળાનંદ સ્વામીની મોજ હજી પુરી થઈ નહોતી. થોડીવાર મૌન ધ્યાનમાં રહ્યા પછી સ્વામીએ નિર્ગુણદાસજીનો હાથ હાથમાં લીધો. હથેળીની રેખાઓનું નિરીક્ષણ કર્યું. પછી મંદ મંદ મલકતા સ્વામી બોલ્યા, 'સાધુરામ! મહારાજે ખુબ લાંબી આવરદા દીધી છે. અમદાવાદ દેશમાં રહીને સત્સંગની ખૂબ સેવા કરો.'

ગોપાળાનંદ સ્વામીએ ત્યારપછી પાર્ષદ ગોરધન ભગતનો હાથ હાથમાં લીધો અને હસ્તરેખાઓનું નિરિક્ષણ કરવા લાગ્યા. નિરિક્ષણ કરતા કરતા સ્વામી થોડા ગંભીર થઈ ગયા અને ગુણાતીતાનંદ સ્વામી સામે મુખ ફેરવીને બોલ્યા, 'જોગી! આ સાધુ તો થશે પણ આવરદા તો પુરી અઢાર મહીના પણ નથી.'

એ જ વખતે ગુણાતીતાનંદ સ્વામીએ સમયને પારખીને મર્મ કર્યો, ''તો એમાં મારે શું તમારા વચન ખોટાં પડશે. તમે જ હમણાં આશીર્વાદ આપ્યા કે 'આ સાધુ તો સત્સંગની ધોંસરી ઉપાડે તેવા છે.' અઢાર મહિનામાં ધોસરી થોડી ઉપડે!''

ઠીક સમયસર કહેવાયેલી ગુણાતીતાનંદ સ્વામીની વાત સાંભળીને ગોપાળાનંદ સ્વામી પણ મંદ મંદ હસવા લાગ્યા અને બોલ્યા, 'જોગી! તમે તો સમાના ભણ્યા.'

આટલું કહી ગોપાળાનંદ સ્વામી નેત્ર મીચી ધ્યાનસ્થ થયા. થોડી વારે ધ્યાનમાંથી જાગી નેત્ર ખોલી પાર્ષદ ગોરધન ભગત તરફ મીટ માંડી અને કહ્યું, 'ભગત! તમારી આવરદા વધારવા અમે શ્રીજી મહારાજને પ્રર્થના કરી. મહારાજે અમારી અરજી સાંભળી. જાવ હવે સત્સંગની સેવા માટે પંચાશી વર્ષની લાંબી આવરદા ભોગવો અને વડતાલ દેશના સત્સંગની શાન વધારો. ન માત્ર જૂનાગઢ, આખો વરતાલ દેશ તમને ખૂબ જ આદરથી માનશે.' ગોપાળાનંદ સ્વામીની વાત સાંભળી બધાના અંતરમાં આનંદ થયો.

સંવત્ ૧૯૦૮માં ગોપાળાનંદ સ્વામી સ્વતંત્ર થકા ધામમાં પધાર્યા.

આ બાજુ ગોપાળાનંદ સ્વામીના આશીર્વાદથી ગોરધન ભગતની સર્વે ઉપાધિઓ શમી ગઈ.

સ્વામીશ્રીએ આચાર્ય શ્રી રઘુવીરજી મહારાજ પાસે ગોરધન ભગતને દીક્ષા અપાવી અને બાલમુકુંદદાસ નામ ધારણ કરાવ્યું. આખરે પાર્ષદ ગોરધન ભગતની સાધુ થવાની ઝંખના પૂરી થઈ.

ગોપાળાનંદ સ્વામીના આશીર્વાદથી નિર્ગુણજીવનદાસજીએ અમદાવાદ દેશમાં અને બાલમુકુંદદાસજી સ્વામીએ વડતાલ દેશમાં સત્સંગના બગીચાને ખૂબ જ સમૃદ્ધ કર્યો. બન્ને સંતો મહાપ્રતાપી અને વચનસિદ્ધ થયા.

## હવે આ સાધુને મારી સેવામાં રાખજો

ગુણાતીતાનંદ સ્વામીની સેવામાં એક જૂના સંત હતા એનું નામ સ્વામી રામદાસજી હતું. સ્વામી રામદાસજી ભારે સદ્ગુણી અને માતા કરતાં પણ સવાયી મમતાથી ભરેલા હતા.

ગુણાતીતાનંદ સ્વામીએ રામદાસજીને કહ્યું, 'સાધુરામ! આ નવા મુમુક્ષુઓની યુવાન અવસ્થા છે. એને તમારી પાસે રાખજો અને વિદ્યાભ્યાસ સાથે ધ્યાનાભ્યાસ કરાવજો.'

સ્વામીના વચને સ્વામી રામદાસજી સ્વામીની આજ્ઞાને શિરોધાર્ય કરી બાલમુકુંદ સ્વામીને જ્ઞાન અને અધ્યયનનો અભ્યાસ શીખવવા લાગ્યા.

ગુણાતીતાનંદ સ્વામીની આજ્ઞાથી સ્વામી રામદાસજી બાલમુકુંદદાસના હૃદયમાં રહેલા એકાંતિક ભક્તના બીજોનું જતન કરી ઉછેર કરી રહ્યા હતા.

બાલમુકુંદદાસજી સ્વામીનો સદ્ગુરુ ગુણાતીતાનંદ સ્વામીમાં અપાર હેત હતું. ભગવાન સ્વામિનારાયણ કહે છે, 'સત્પુરુષને વિષે આત્મબુદ્ધિ એ જ આત્મદર્શન અને પરમાત્મદર્શનનું કારણ છે.'

આવી જ આત્મબુદ્ધિ બાલમુકુંદદાસજી સ્વામીને ગુણાતીતાનંદ સ્વામીમાં હતી.

સદ્‌ગુરુનું સેવન એ જ મુમુક્ષુ શિષ્યનું જીવન હોય છે. ઉત્તમ શિષ્ય નિરંતર સદ્‌ગુરુનું સાન્નિધ્ય ઝંખતો હોય છે. સદ્‌ગુરુથી વિખૂટા પડવું એને માટે કઠિન હોય છે. એકવાર ગુણાતીતાનંદ સ્વામીએ કહ્યું, 'સાધુરામ! તમે થોડો સંસ્કૃતનો અભ્યાસ કરો તો સારું.' સ્વામીની વાત સાંભળી બાલમુકુંદદાસજી સ્વામી મુંઝાયા, કાંઇ બોલી ન શક્યા.

ગુણાતીતાનંદ સ્વામીએ યુવાન સંતના મુખ ઉપરના ભાવ વાંચીને પૂછ્યું, 'સાધુરામ! કેમ મુંઝવણ અનુભવો છો? તમારે જે કહેવું હોય તે નિઃસંકોચ કહો!'

બાલમુકુંદદાસજી સ્વામીએ થોડા ખચકાટ સાથે કહ્યું, 'સ્વામી! તમારી આજ્ઞા હશે તો ભણીશ પરંતુ સંસ્કૃત ભણવામાં રોકાઇશ તો તમારી સેવા નહિ થાય અને ક્યારેક તમારાથી જુદા પડવું પડશે. સ્વામી આપની સેવા અને સાન્નિધ્ય સિવાય મારાથી રહી નહિ શકાય.'

યુવાન સંતની ગુરુભક્તિથી ભરપૂર વાત સાંભળી સ્વામી ખૂબ રાજી થયા અને બોલ્યા, 'સાધુરામ! અમે તમને છૂટા ન પડાય એવી રીતે ભણાવીશું.' બાલમુકુંદદાસજી સ્વામી કહે, 'ભલે સ્વામી! જેવી આપની મરજી. તમારી આજ્ઞા છે તો ભણીશું, બાકી મને તો તમારી વાતો સાંભળું છું ત્યારે લાગે છે કે મારે તો બધી બ્રહ્મવિદ્યા ભણાઇ ગઇ.

બાલમુકુંદદાસજી સ્વામીની વાત સાચી હતી કારણ કે સ્વામીની વાતોનું શ્રવણ એ જ સાચું બ્રહ્મવિદ્યાનું ભણતર હતું. એ વાતો પોતાને છતે દેહે બ્રહ્મરુપ કરી નાખે એવી હતી.

ગુણાતીતાનંદ સ્વામીએ બ્રહ્મચારી અચિંત્યાનંદજીને આજ્ઞા કરી 'તમે આ સાધુને સંસ્કૃત ભણાવો.' બ્રહ્મચારી મહારાજે સ્વામીની વાત સહર્ષ સ્વીકારી બાલમુકુંદદાસજી સ્વામીને સારસ્વત વ્યાકરણ ભણાવ્યું. વ્યાકરણના અભ્યાસથી સ્વામીને શાસ્ત્રોમાં સારી એવી ગતિ થઇ.

સ્વામીએ પોતાના અભ્યાસને ગુરુમુખી કરવા માટે ગુણાતીતાનંદ સ્વામી પાસે વાસુદેવ માહાત્મ્યની કથા કરી. યુવાન સંતના મુખેથી કથા સાંભળી સ્વામી ખૂબ રાજી થયા અને બોલ્યા, 'સાધુરામ! તમને ભણાવવાનો અમારો સંકલ્પ પૂરો થયો.'

બાલમુકુંદદાસજી સ્વામી કહે, 'સ્વામી તો પછી મારો ભણવાનો સંકલ્પ પણ પૂરો થયો. હવે તમારી આજ્ઞા હોય તો ભણવાનું બંધ કરી તમારી સેવામાં જોડાઉં.'

બાલમુકુંદદાસજી સ્વામીની વાત સાંભળી સ્વામી હસ્યા અને બોલ્યા, 'ભલે સાધુરામ! તમે ભણવાનું બધું ભણી લીધું, આગળ ભણવું નથી, હવે અમે તમને અમારી સેવામાં રાખીશું.' બાલમુકુંદદાસજી સ્વામીને તો એટલું જ જોતું હતું.

સદ્‌ગુરુ ગુણાતીતાનંદ સ્વામીએ સ્વામી રામદાસજી અને યોગેશ્વરદાસજીને ભલામણ કરી કે, 'હવે આ સાધુને મારી સેવામાં રાખજો.એને સેવાની રીત શીખવજો.'

સ્વામી બાલમુકુંદદાસજીને આ બન્ને સંતો સાથે ભારે હેત અને આત્મબુદ્ધિ હતા. બન્ને સંતોએ બાલમુકુંદદાસજી સ્વામીને સેવાની રીત સમજાવી.

સેવાની રીત શીખવતા શીખવતા સ્વામી રામદાસજીએ એક મહત્ત્વની વાત શીખવી.

'સાધુરામ! આપણે ચૂલો સળગાવીએ, લોટ બાંધીએ, રસોઇ કરીએ કે જે કાંઇ ક્રિયા કરીએ, એ સઘળી ક્રિયા મહારાજની મૂર્તિને સંભારીને જ કરવાનો અભ્યાસ કરવો, મૂર્તિને સંભારીને ક્રિયા કરીએ તો ક્રિયા નિર્ગુણ ભક્તિરૂપ બની જાય.'

બાલમુકુંદદાસજી સ્વામીએ સ્વામી રામદાસજીએ આપેલો મંત્ર જીવનમાં બરાબર વણી લીધો અને સૂતા, જાગતા, ઉઠતા, બેસતા, સેવા કરતા સર્વક્રિયામાં શ્રીહરિની મૂર્તિને વણી લીધી.

સ્વામી રામદાસજી ઉપર ગુણાતીતાનંદ સ્વામીનો અપાર રાજીપો હતો. સ્વામી રામદાસજીની

હૂંફ નીચે બાલમુકુંદદાસજી સ્વામીનું અપૂર્વ ઘડતર થઈ રહ્યું હતું.

સંવત્ ૧૯૧૧માં સ્વામી રામદાસજી સ્વતંત્ર થકા અક્ષરધામમાં સીધાવ્યા બાદ એમનું સ્થાન બાલમુકુંદદાસજી સ્વામીએ લીધું અને સ્વામીની વર્ષો સુધી એકધારી સેવા કરી સ્વામીને રાજી કર્યા.

મહાપુરુષો દૈહિક સેવાને વિશેષ મહત્વ આપતા નથી. મન, વચન અને કર્મથી શ્રીહરિ અને સત્પુરુષોની રુચિમાં રહેવું એ જ સાચી સેવા છે.

બાલમુકુંદદાસજી સ્વામી મન, વચન અને કર્મથી ગુણાતીતાનંદ સ્વામીની રુચિમાં વર્તતા હતા.

પંખીને જેમ બે પાંખો હોય એમ આજ્ઞા અને ઉપાસના મુમુક્ષુની પાંખો છે. આ બન્ને પાંખો મજબૂત હોય તો જ મુમુક્ષુ અક્ષરધામ પ્રત્યે ગમન કરી શકે છે.

સદ્‌ગુરુ ગુણાતીતાનંદ સ્વામીનો આજ્ઞા અને ઉપાસનાનો હૃદગત અભિપ્રાય બાલમુકુંદદાસજી સ્વામીએ આત્મસાત્ કર્યો હતો. તેઓ શ્રીહરિ અને સ્વામીની આજ્ઞાઓનું અણિશુદ્ધ જતન કરતા હતા.

સ્વામીના સમાગમથી એમના અંતરમાં માયાથી પાર જે અક્ષર અને અક્ષરબ્રહ્મથી પણ પાર જે પુરુષોત્તમનારાયણ એમની અણિશુદ્ધ ઉપાસના દઢ થઈ હતી.

ગુણાતીતાનંદ સ્વામીએ આ ઉત્તમ એકાંતિક સંતને શાસ્ત્રોના સારરૂપ પોતાના અંતરના રહસ્યનું અમૃતપાન કરવાનું કહ્યું હતું. સાધુરામ! અક્ષરધામમાં બે ચરણારવિંદની ઉપાસના છે, ચાર ચરણારવિંદની નથી. અક્ષરબ્રહ્મ પર્યંત કોઈપણ પુરુષોત્તમનારાયણ જેવો સમર્થ નથી.

પુરુષોત્તમનારાયણ ધારે તો અક્ષરબ્રહ્મને પણ પોતાના તેજમાં લીન કરી શકે છે.

પુરુષોત્તમનારાયણ અક્ષરાદિક સર્વના નિયંતા છે, સર્વ કારણના પણ કારણ છે, સર્વના સ્વામી છે, સર્વ અવતારોના અવતારી છે, એ જ પુરુષોત્તમનારાયણ ધર્મભક્તિના પુત્રરૂપે ધરતી ઉપર પ્રગટ થયા છે.

ઉપાસના કોટિમાં પુરુષોત્તમનારાયણ સિવાય અક્ષરાદિ કોઈનો પ્રવેશ થઈ શકતો નથી. કન્યા વરને જ વરે, અણવરને નહિં, એવી આ વાત છે. સિંહણનું દૂધ કાં તો સિંહબાળના પેટમાં કાં તો સોળવલા સોનાના પાત્રમાં જ ઠરે.

એમ સ્વામીની આ અણિશુદ્ધ ઉપાસનાનું અમૃત બાલમુકુંદદાસજી સ્વામીના અંતરમાં ઉતરી ગયું હતું અને રગેરગમાં રમી રહ્યું હતું. ગુણાતીતાનંદ સ્વામીનો જ્ઞાન અને ઐશ્વર્યનો વારસો એમણે બરાબર ઝીલી લીધો હતો.

## શિષ્યોની તાવણી

ગુણાતીતાનંદ સ્વામી લક્ષવેધી સંત હતા. "શું કરવા આવ્યા છીએ અને શું થાય છે ?" આ જીવનમંત્રને સતત રટનારા સ્વામીએ પોતાના યોગમાં આવનારા સંતો-પાર્ષદો-હરિભક્તો કે અન્ય મુમુક્ષઓને ક્યારેય મહારાજે ચીંધેલા મૂળભૂત લક્ષથી ફંટાવા દીધા નથી.

શિષ્યોનો ઉછેર સદ્‌ગુરુઓ કઈ રીતે કરતા હોય છે એનો એક પ્રસંગ જાણવા જેવો છે.

સ્વામી બાલમુકુંદદાસજી જેવા જ બીજા સંત યોગેશ્વરદાસજી હતા. તેઓ પણ ગુણાતીતાનંદ સ્વામીના કૃપાપાત્ર અને વચનસિદ્ધ મહાપુરુષ હતા. ગુણાતીતાનંદ સ્વામીએ બન્નેને સાથે જ દીક્ષા અપાવી હતી.

એકવાર સ્વામીએ બન્ને સંતોને એક વિચિત્ર આજ્ઞા કરી. "તમારે બંનેએ રોજ બપોરે અહિં ફળિયામાં બેસીને તડકામાં બે કલાક ધ્યાન કરવું,"

બંને સંતો પણ લક્ષવેધી હતા "અર્થં સાધયામિ, વા દેહં પાતયામિ" નો મંત્ર જીવમાં દઢ કરેલો. બેમાંથી કોઈને પણ સ્વામીની આવી વિચિત્ર આજ્ઞા માટે સંશય ન થયો.

સ્વામીએ આવું તડકાનું ધ્યાન સળંગ ત્રણ મહિના ચલાવ્યું.

'તન કરી નાખે રે ગુરુવચને ચૂરે ચૂરા' બ્રહ્માનંદ સ્વામીની આ પક્તિને અનુસરતા હોય એમ બન્ને સંતોએ ભારે શ્રદ્ધા અને ખંતથી ત્રણ ત્રણ મહિના સુધી તડકે બેસી તપ સાથે ધ્યાન કર્યું. એક વાર સ્વામીએ સામેથી બેયને બોલાવીને પૂછ્યું."તમને ત્રણ મહિનાથી તડકે તપાવું છું, તો મનમાં કંઈ સંશય નથી

થતો ?''

બંને સંતોનો જવાબ સાચા સાધક માટે વેદવાકય બને એવો હતો,''સ્વામી, અમે ઘેરથી નક્કી કરીને જ આવ્યા છીએ, કે 'સ્વામી કહે એમજ કરવું છે.' માટે પ્રશ્ન ઉઠવાનો સવાલ જ નથી.''

ગુરુના ખોળે માથું મૂકનારને નિર્વિઘ્ન પાર પાડવાની સઘળી જવાબદારી ગુરુ લે છે. સ્વામીએ પોતાની આજ્ઞાનું રહસ્ય સમજાવતા કહ્યું,''સંતો તમારા વાન બહુ ઉજળા અને રૂપાળા છે. તડકે બેસવાથી શરીર શ્યામ પડે, ને સાથે સાથે દેહભાવે ટળે, ટાઢ તડકો ખમવાની ટેવ પડે, તે સારુ તડકે બેસાર્યા હતા. દેહની આસક્તિ ટળે તો જ ભજનમાં સુખ આવે. સાધુઓના ત્રીસ લક્ષણો કહ્યા છે, તેમાં એક લક્ષણ છે 'તિતિક્ષા'. તિતિક્ષાનો અર્થ છે ટાઢ-તડકો, ભુખ-તરસ વગેરેને ધીરજથી ખમવા. તમારામાં તિતિક્ષાને દ્રઢ કરવા અમે તમને આ આજ્ઞા કરી હતી.''

આ રીતે સ્વામી પોતાના યોગમાં આવનારમાં રંચ માત્ર કસર ન રહે તે માટે સતત જાગૃત રહેતા અને મુમુક્ષુઓને મહારાજની મૂર્તિમાં જોડતા.

## વરતાલની છાવણી

સંવત્ ૧૯૦૮માં સદ્‌ગુરુ ગોપાળાનંદ સ્વામી ધામમાં પધાર્યા. આચાર્ય શ્રી રઘુવીરજી મહારાજને વરતાલમાં બધું સૂનું સૂનું લાગવા માંડ્યું. એમણે એ ખાલીપાને ભરવા માટે ગુણાતીતાનંદ સ્વામીને વિનંતી કરી કે 'સ્વામી! હવે તમારે વરતાલના બેય સમૈયામાં પધારવું અને અહીં થોડા દિવસ રોકાઈ અમને કથાવાર્તાનું સુખ આપવું.'

સ્વામીએ મહારાજની વાતને સહર્ષ સ્વીકારી લીધી.

સંવત્ ૧૯૧૨ની સાલ હતી. ચાતુર્માસના દિવસો હતા. આ દિવસોમાં રઘુવીરજી મહારાજે વરતાલમાં છાવણી કરી હતી. મોટા મોટા સદ્‌ગુરુ સંતો છાવણીમાં એકઠા થયા હતા. સદ્‌ગુરુ ગુણાતીતાનંદ સ્વામી પણ બાલમુકુંદદાસજી સ્વામીને સાથે લઈને વરતાલ પધાર્યા હતા. શ્રીજી મહારાજનો જેમણે પ્રત્યક્ષ લાભ લીધો હતો એવા અનેક મહાન સદ્‌ગુરુઓનું સાન્નિધ્ય હતું. ભગવાન જેવા આચાર્ય રઘુવીરજી મહારાજની અધ્યક્ષતા હતી. આ છાવણી માત્ર છાવણી નહોતી. આ છાવણી આત્મમંથન કરવાની પ્રયોગશાળા હતી. ભગવાન સ્વામિનારાયણ અંતર્ધ્યાન થયા પછીની આ અલૌકિક છાવણી હતી. છાવણી પાછળનો આશય હતો શ્રીજી સ્થાપિત ભાગવત ધર્મનું પોષણ કરવું અને ક્યાંય ગાફલાઈથી આચારમાં શૈથિલ્ય આવ્યું હોય તો એને દૂર કરવું.

ઉપરાંત આ છાવણીમાં સત્સંગના બગીચાનું કેમ જતન કરવું? શ્રીહરિએ ચીંધેલી ધર્મમર્યાદાઓનું કઈ રીતે પાલન કરવું અને કરાવવું? વગેરે અનેક વિષયો ઉપર મંથન કરવામાં આવ્યું હતું. જેમાં મહત્વની વાત તો મુમુક્ષુઓના ઘડતરની હતી. સદ્‌ગુરુઓ મુમુક્ષુઓને યોગ્ય રીતે કેળવે નહી અને લલોચપો રાખે તો ભવિષ્યની પેઢીના આત્મબળ નબળાં પડે;, દેહાભિમાન વધતા જાય; ધર્મની મર્યાદાઓના બંધન શિથિલ થાય અને ધીરે ધીરે સમસ્ત સંપ્રદાય એની ઉંચાઈને ગુમાવીને અવગતિને પંથે ઉતરતો જાય.

આ અવનીતીની પ્રક્રિયા ભારે ધીમી હોય છે. શું થઈ રહ્યું છે? એની ખબર પણ ન પડે. અરે! વર્ષો પછી એવું બને કે મૂળ સિદ્ધાંતો ક્યાંય ખોવાઈ ગયા હોય અને મૂળ સિદ્ધાંતને નામે કોઈ સાવ નવી અને ભળતી જ આપાત રમણીય વાતો ગોઠવાઈ ગઈ હોય અને અજ્ઞાની સમાજ એ ભળતી વાતોને મૂળ સિદ્ધાંત માનીને ચાલતો હોય.

આ પ્રકીયા રોકવી હોય અને સંપ્રદાયના યથાર્થ રૂપને જાળવી રાખવું હોય તો સંપ્રદાયના આગેવાનોએ ખૂબ જ સાવધાની રાખવી જરૂરી છે.

રઘુવીરજી મહારાજે વરતાલમાં યોજેલી છાવણી આ બધા જ હેતુઓને સિદ્ધ કરવામાં સફળ નીવડી હતી.

એમાંય ગુણાતીતાનંદ સ્વામીની પુરુષોત્તમ નારાયણની અણિશુદ્ધ ઉપાસના અને મહિમાંની વાતોએ, તેમજ પંચવર્તમાન પાળી, બ્રહ્મરુપ થઈ પરબ્રહ્મને ભજવાની સ્વામીની વાતોએ સર્વના અંતરમાં ભારે બળ અને પ્રેરણા પૂરા પાડ્યા હતા.

# એ યુવાન છે, ભલે પગે હાલે

વરતાલની છાવણી પૂરી થયા બાદ રઘુવીરજી મહારાજ સદ્‌ગુરુ સંતો, બ્રહ્મચારીઓ અને પાર્ષદોને સાથે લઈને વરતાલની આસપાસના ગામડાંમાં વિચરણ કરી રહ્યા હતા. જૂનાગઢથી પધારેલા ગુણાતીતાનંદ સ્વામી અને બાલમુકુંદદાસજી સ્વામીને પણ મહારાજશ્રીએ આગ્રહ પૂર્વક સાથે લીધા હતા.

એક ગામથી બીજે ગામ મજલે મજલે મુકામ થઈ રહ્યા હતા. છડી, છત્ર, ચામર સાથે ભારે દબદબાપૂર્ણ

રીતે મહારાજશ્રીની ગામે ગામ પધરામણી થઈ રહી હતી.

એક ગામથી બીજે ગામ જવા માટે રઘુવીરજી મહારાજ માટે સિગરામ તથા સદ્‌ગુરુ સંતો માટે ગાડાંઓની વ્યવસ્થા કરવામાં આવી હતી. સદ્‌ગુરુઓની સાથેના સેવકો માટે પણ અલગ અલગ ગાડાંઓની વ્યવસ્થા કરવામાં આવી હતી.

સદ્‌ગુરુ બાલમુકુંદદાસજી સ્વામી તો ગાડાંમાં બેસવાને બદલે સદ્‌ગુરુઓના ગાડાંઓની હાર્યે ને હાર્યે પગે હાલતા હતા અને સેવકધર્મ નિભાવતા હતા.

બાલમુકુંદદાસજી સ્વામીને આ રીતે પગપાળા ચાલતા જોઈ શુકાનંદ સ્વામીએ ગુણાતીતાનંદ સ્વામીને કહ્યું 'સ્વામી! બધા સેવકો માટે ગાડાંની વ્યવસ્થા છે તો આ તમારા સેવકને પણ ગાડામાં બેસવાની આજ્ઞા કરો.'

ગુણાતીતાનંદ સ્વામીએ કહ્યું, 'સ્વામી! એની જૂવાન અવસ્થા છે તો ભલે પગે હાલે. આ અવસ્થાએ શરીરને બહુ પાલવવું પોષાય નહિ. આપણે નહી હોઈએ ત્યારે એને ગાડામાં બેસવાનું જ છે પણ હમણાં તો પગે હાલે એ જ બરાબર છે. આપણી હારે હાલશે તો આગળ ક્યાંક કામમાં પણ આવશે.'

ગુણાતીતાનંદ સ્વામીની વાતનો મર્મ શુકાનંદ સ્વામી સારી રીતે સમજી ચૂક્યા હતા. એમના મનમાં થયું 'ગુણાતીતાનંદ સ્વામી સદ્‌ગુરુ તરીકેની ફરજ બરાબર બજાવી રહ્યા છે અને સામે શિષ્ય પણ એવો જ ઉત્કૃષ્ટ શ્રદ્ધાવાળો છે.'

ગાડાંઓ ચાલતા રહ્યા. બાલમુકુંદદાસજી સ્વામી પણ પગલે પગલે મહારાજની મૂર્તિ સંભારી, સદ્‌ગુરુઓના ગાડાંની પાછળ પાછળ ચાલતા રહ્યા.

હવે બન્યુ એવું કે સદ્‌ગુરુઓના ગાડે જોડેલા બળદો વરતાલ મંદિરના હોવાથી તાજા માજા અને હૃષ્ટપુષ્ટ હતા જ્યારે સેવકો માટે હરિભક્તોએ જે બળદો આપેલા એ મનમાંદા સેવક જેવા હતા. પરિણામે સદ્‌ગુરુઓના ગાડાંઓને સેવકોનાં ગાડાં આંબી શક્યા નહી અને ખૂબ જ પાછળ રહી ગયા.

આ બાજુ રસ્તામાં એક ગામ આવ્યું એમાં અચાનક પધરામણીએ જવાનો કાર્યક્રમ ગોઠવાયો. સદ્‌ગુરુઓ પાસે કોઈ સેવકો હાજર નહોતા, એકમાત્ર સેવક બાલમુકુંદદાસજી હતા.

બાલમુકુંદદાસજી સ્વામીએ સદ્‌ગુરુઓની સેવાનો અવસર ઝડપી લીધો અને સદ્‌ગુરુ સંતોની ધાબળીઓ જે પધરામણી વખતે પાથરવાના કામમાં આવતી હતી તે પોતાના માથે લીધી અને ઝડપથી આગળ જઈ સૌ સંતોના આસન તૈયાર કરી લીધા અને પધરામણી પ્રસંગે કરવાની બીજી તૈયારીઓ પણ કરાવી દીધી. શુકસ્વામી આ બધું જ નીરખી રહ્યા

હતા. એમણે ગુણાતીતાનંદ સ્વામીને કહ્યું, "સ્વામી! તમારા સાધુ તો ખરા છે. દોડી દોડીને કેવી સેવા કરે છે! જોગી!તમે રસ્તામાં કહ્યુ હતુ કે 'હાર્યે હશે તે કામ આવશે.' તમારી વાત સાચી ઠરી. હાલીને આપણી હાર્યે રહ્યા તો ખરેખર કામ આવ્યા."

બાલમુકુંદદાસજી સ્વામીના અંતરમાં સદ્ગુરુઓ પ્રત્યે ખૂબજ ભાવ હતો અને સાથોસાથ આચાર્યશ્રી રઘુવીરજી મહારાજનો પણ ભારોભાર મહિમા હતો. સ્વામી સદ્ગુરુઓ તેમજ આચાર્યશ્રીની સેવાનો અવસર શોધતા જ રહેતા અને અવસર મળે તો સહેજ ચૂકતા નહીં. એમના અંતરમાં સેવકપણાનું સહેજ પણ અભિમાન નહોતું. એમની સેવા સહજ સરલતાપૂર્ણ અને સમજણપૂર્વકની હતી.

એક સમયે એવું બન્યું કે રઘુવીરજી મહારાજને માર્ગમાં લઘુશંકા કરવાની ઈચ્છા થઈ એટલે સીગરામ ઉભો રખાવ્યો. નીચે ઉતર્યા, લઘુશંકા પતાવી પાછા સીગરામમાં બેઠા. મહારાજશ્રીનો સેવક ટાણા ઉપર આઘો પાછો થઈ ગયેલો. એટલે એમની મોજડી નીચે રહી ગઈ. દૂરથી દર્શન કરી રહેલા બાલમુકુંદદાસજી સ્વામીએ સેવાનો અવસર ઝડપી લીધો અને ઝડપથી મહારાજશ્રીની મોજડી ઉપાડી સીગરામમાં મૂકી દીધી. રઘુવરીજી મહારાજ આ જોઈ ગયા.

રઘુવીરજી મહારાજનું હૃદય સંતો પ્રત્યે ભારે મહિમાથી ભરેલું હતું. એક ભગવા કપડાધારી સંત પોતાની મોજડી ઉપાડે એ એમને જરાય રુચ્યું નહી. તેઓશ્રી થોડા દિલગીર થઈ ગયા અને બોલ્યા, 'સ્વામી તમે સાધુ થઈને મારી મોજડી કેમ અડ્યા, મને અપરાધ લાગે.'

બાલમુકુંદદાસજી સ્વામીએ કહ્યું, 'બાપજી, તમે તો સાધુનાય ગુરુ અને ભગવાનના દીકરા છો. અમે તમારા સેવક છીએ. આવી સેવાનો અવસર અમને ક્યારે મળે?

સાધુ સહજ નિર્મળ વાણી , મહિમાબુદ્ધિ અને નિર્મળ ભાવ નિહાળી, મહારાજ અત્યંત રાજી થયા અને બોલ્યા, 'સેવકો તો ઘણા હોય, સાધુ પણ ઘણાય હોય પરંતુ આ ગુણાતીતાનંદ સ્વામીના સાધુ તો સાવ નોખી ભાતના છે.'

## અક્ષરમુક્તના આકરા નિયમ

ભગવાન સ્વામિનારાયણે ત્યાગીઓને આજ્ઞા કરી છે કે 'દિવસની નિદ્રાનો ત્યાગ કરવો અને નવધા ભક્તિથી કાળ નિર્ગમન કરવું.'

શિક્ષાપત્રીમાં આજ્ઞા તો ઘણી છે પરંતુ ત્યાગીઓ માટે આ આજ્ઞા અતિ કઠણ છે. સંપ્રદાયમાં ભાગ્યે જ આ આજ્ઞાનું પાલન થતું હશે. ત્યાગીઓ માટે બપોરે જાગવું એ ભારે કપરું ગણાય. પરંતુ બાલમુકુંદદાસજી સ્વામીની વાત નોખી હતી. એમને તો શ્રીહરિ અને સદ્ગુરુની આજ્ઞા એ જ જીવન હતું. સ્વામી ક્યારેય બપોરે સુતા નહીં. માળા કરતા, વાંચન કરતા, નાની મોટી સેવા પ્રવૃત્તિઓ કરતા અને ઉંઘ આવે તો સભા મંડપમા ટહેલતા ટહેલતા હરિસ્મરણ સાથે બપોરનો ગાળો પસાર કરી દેતા.

હવે બનતું એવું કે બપોરની નિદ્રા ન થઈ હોય એટલે સાંજની સભામાં સ્વામીને ઝોલાં આવતાં.

ગુણાતીતાનંદ સ્વામી કુશળ ઘડવૈયા હતા. એમણે કહ્યું, 'સાધુરામ! તમારે સભાના સમયે ઝોલા આવે તો મંદિર ઉપર જાવું. ત્યાંથી હાર લઈ આવવા. પછી જેનો રાત્રે જાગવાનો વારો હોય તેને કહેવા જાવું અને તેમને હાર પહેરાવવા, આ દૈહિક ક્રિયા થાય એટલે ઊંઘ ઉડી જાય.'

ગીતામાં ભગવાન શ્રીકૃષ્ણ કહે છે, તમોગુણને રજોગુણથી જીતવો અને રજોગુણને સત્વગુણથી જીતવો. તમોગુણ ઉંઘ આળસ પ્રધાન છે. રજોગુણ ક્રિયાપ્રધાન છે અને સત્વગુણ પ્રસન્નતા પ્રધાન છે.

ગુણાતીતાનંદ સ્વામીની આજ્ઞામાં દૈહિક ક્રિયાપ્રધાન રજોગુણ દ્વારા નિદ્રામય તમોગુણ જીતવાની શિક્ષા હતી.

સ્વામીની આજ્ઞા પ્રમાણે બાલમુકુંદદાસજી સ્વામી સેવા કરવા લાગ્યા એટલે એમની ઝોલાની સમસ્યા પૂરી થઈ.

બાલમુકુંદ સ્વામી રાત્રે બાર વાગ્યા સુધી ભજન કરતા. સ્વામી મોડા સૂવે તો પણ વહેલા ચાર વાગ્યે ઉઠી જતા. તેઓ હંમેશા ગુણાતીતાનંદ સ્વામીના સાન્નિધ્યમાં રહીને સેવા કરતા. રાત્રે સ્વામીની પાસે જ સૂતા જેથી જરૂર પડે જાગી જવાય. જ્યારે અવસર મળે

ત્યારે તેઓ સ્વામી પાસે વચનામૃત કે ગોપાળાનંદ સ્વામીની વાતો વાંચતા.

બાલમુકુંદદાસજી સ્વામીએ સેવા અને સમાગમ દ્વારા ગુણાતીતાનંદ સ્વામીના અંતરમાં સર્વ શિષ્યોમાં મોખરાનું સ્થાન મેળવ્યું હતું.

ગુણાતીતાનંદ સ્વામી પણ જેમ ગાય વાછરડાને ધવરાવે એમ આ અક્ષરના મુક્તને વચનામૃત અને ગોપાળાનંદ સ્વામીની વાતોનું રહસ્ય સમજાવતા અને પંખી જેમ ઇંડાનું સેવન કરે તેમ આ યુવાન સંતનું પોષણ અને સેવન કરતા.

એવામાં એકવાર ચાતુર્માસનો સમય આવ્યો. નીમી એકાદશીની આગલી રાતે સર્વ સંતો, બ્રહ્મચારીઓ, પાર્ષદો, હરિભક્તો ગુણાતીતાનંદ સ્વામીની પાસે આવી નિયમ ગ્રહણ કરવા લાગ્યા.

બાલમુકુંદદાસજી સ્વામી પણ સ્વામીની પાસે નિયમ લેવા આવ્યા.

ગુણાતીતાનંદ સ્વામીએ મંદ મંદ હસીને પૂછ્યું, 'સાધુરામ! શું નિયમ લેશો?'

બાલમુકુંદદાસજી સ્વામી બોલ્યા, 'સ્વામી! તમે દયા કરીને આજ્ઞા આપો તો મારે ચાર મહિના સુધી નિદ્રાનો ત્યાગ કરી મહારાજની અખંડ મૂર્તિના અંખડ અનુસંધાન સાથે ભજન કરવાનું નિયમ લેવું છે.'

બાલમુકુંદદાસજી સ્વામીની વાત સાંભળી સ્વામી પણ અતિ રાજી થયા અને બોલ્યા, 'સાધુરામ! આ તો બહુ આકરું નિયમ છે. આવું નિયમ દેવ, મનુષ્યથી ન રહે. અક્ષરના મુક્ત હોય તે જ આ નિયમ રાખી શકે. શ્રીહરિ તમને આ નિયમ પાળવાનું બળ આપે.'

ગુણાતીતાનંદ સ્વામી બોલ્યા, 'પરમહંસો! આ અમારા શિષ્યે આવું આકરું નિયમ લીધું તો અમારે પણ કંઈક કઠણ નિયમ લેવું જોઈએ.'

બધા જ સંતો ભક્તોના કાન સરવા થયા કે 'સ્વામી શું નિયમ રાખશે?'

સ્વામી બોલ્યા, 'અમારી આવરદા તો અઠાવન વર્ષની હતી, અમે તો ક્યારના અમારા મૂળ સ્થાને પહોંચી ગયા હોત, પરંતુ પૂર્ણ પુરુષોત્તમ ભગવાન શ્રી સ્વામિનારાયણે એમનું સર્વોપરિ જ્ઞાન પ્રવર્તાવવા માટે અમને આ પૃથ્વી ઉપર રાખ્યા છે. ભગવાન સ્વામિનારાયણે સ્વમુખે કહેલ કે 'વાતો શ્રેષ્ઠ છે,' ત્યારથી અમે કથાવાર્તાનો સોપો પડવા દેતા નથી. આ બાલમુકુંદદાસજીના નિયમને સાંભળ્યા પછી અમને મનમાં થાય છે કે અમારે સાડા ચાર મહિના સુધી રોજ શ્રીહરિના મહિમાની નવી નવી વાતો કરવી. એકની એક વાત ફરીને આવવા ન દેવી.'

સાંભળનારા સર્વ આશ્ચર્યચકિત થઇ ગયા.

## અલૌકિક વારસો આપ્યો

ભવગાન સ્વામિનારાયણે ગાદીઓની સ્થાપના પછી બન્ને દેશોની સંભાળ રાખવાનું કાર્ય ગોપાળાનંદ સ્વામીને સોંપ્યું હતું.

ગોપાળાનંદ સ્વામીએ વિશાળ સંપ્રદાયના સારી રીતે સંચાલન માટે આજના મેનેજમેન્ટના ખેરખાંઓ દંગ રહી જાય એવી સુંદર વ્યવસ્થા ગોઠવી હતી. જેમાં બન્ને ગાદીઓ ટોચના સ્થાને હતી. ત્યાર પછી સદ્‌ગુરુ સંતો હતા. એક એક સદ્‌ગુરુના હાથ નીચે મંડળધારી શિષ્યો રહેતા. એક એક મંડળધારીની નીચે પાંચ સાત સંત પાર્ષદોનું જૂથ રહેતું.

સંપ્રદાયમાં સદ્‌ગુરુની પદવી ભારે મહાન ગણાય છે. સદ્‌ગુરુની પદવી આપવાની પ્રથા સ્વયં ભગવાન સ્વામિનારાયણે શરુ કરી હતી.

એક સમયે સંપ્રદાયમાં સદ્‌ગુરુની પદવી પ્રાપ્ત

કરવી એ આજના જેવી સરળ વાત નહોતી. વર્ષો સુધી સંપ્રદાયની એકધારી સેવા કરી તન મન ઘસી નાખ્યા હોય એવા સંતો ને જ આચાર્યશ્રી 'સદ્‌ગુરુ'ની પદવી આપતા.

સદ્‌ગુરુઓ પોતાના શિષ્ય મંડળમાંથી કાર્ય કુશળ અને કથાવાર્તા કરવામાં પ્રવીણ હોય એવા સંતને મંડળધારી બનાવતા.

બન્ને ગાદીના સમસ્ત સત્સંગને નાના નાના પેટા પ્રદેશોમાં વહેચી નાખવામાં આવેલો હતો અને મંડળધારી સંતો એક એક વર્ષ સુધી તે તે પ્રદેશોમાં ફરતા રહેતા. એક વર્ષ પછી તેમનો વારો બદલાઇ જતો. એની જગ્યાએ બીજા મંડળધારીનો વારો આવતો.

આ રીતે સમસ્ત સંપ્રદાયના સત્સંગીઓને વર્ષે વર્ષ નવા નવા સંતોનો લાભ મળતો અને સતત ફરતા રહેવાથી સંતો પણ વહેતા પાણીની જેમ નિર્મળ અને નિર્બંધ રહેતા.

સદ્‌ગુરુ ગુણાતીતાનંદ સ્વામીએ પોતાના શિષ્યોના દસ મંડળો પોતાની હયાતીમાં બાંધ્યા હતા.

૧. બ્રહ્મચારી અચિંત્યાનંદજી મહારાજ ૨.

સ્વામી મહાપુરુષદાસજી ૩. ધ્યાની સ્વામી કૃષ્ણસેવાદાસજી ૪. સ્વામી બાલમુકુંદદાસજી ૫. સ્વામી યોગેશ્વરદાસજી ૬. સ્વામી રઘુવીરચરણદાસજી ૭. સ્વામી કેશવચરણદાસજી ૮. સ્વામી અક્ષરસ્વરુપદાસજી ૯. સ્વામી માધવપ્રિયદાસજી ૧૦. પાર્ષદ જેરામ ભગત

આમાથી સ્વામી બાલમુકુંદદાસજીનું મંડળ બાંધ્યુ એ પ્રસંગ ઘણોજ રોચક છે.

સદ્‌ગુરુ ગુણાતીતાનંદ સ્વામીને મનમાં થયું કે 'મારે થોડા સમયમાં શરીર છોડવું છે, શરીર છોડતા પહેલાં બાલમુકુંદદાસજીને મંડળધારી બનાવી એમનું મંડળ બાંધતો જાઉં.'

સ્વામીએ બાલમુકુંદદાસજી સ્વામીને બોલાવીને કહ્યું કે 'અમારે તમારું મંડળ બાંધવું છે. કારણ કે હવે અમારા શરીરનો ભરોસો નથી.'

બાલમુકુંદદાસજી સ્વામીએ કહ્યું, 'સ્વામી! મંડળ ચલાવી શકું એવી મારામાં આવડત નથી. બીજું, સત્સંગમાં ઉપાધિઓનો પાર નથી. તમે મંડળ બાંધી દેશો તો પણ કેટલાક લોકો મારું મંડળ ચાલવા દેશે નહિં. એમાં પણ અત્યારે તો અમારે તમારો ઓથ છે પરંતુ તમે ધામમાં જાવ ત્યારે ઓથ પણ ન હોય ત્યારે આ બધી ઉપાધિઓ મારાથી સહન કઇ રીતે થાય.?' આટલી વાત કરતાં કરતાં એમની આંખોમાં ઝળઝળીયાં આવી ગયાં. સત્સંગમાં ચાલી રહેલી જાત જાતની ઉપાધિઓની વાત ગુણાતીતાનંદ સ્વામી સારી પેઠે જાણતા હતાં.

સ્વયં અક્ષરબ્રહ્મનો અવતાર હોવા છતાં જાત જાતની ઉપાધિઓ સહન કરી રહ્યા હતા અને એટલે જ સ્વામી બાલમુકુંદદાસજી સ્વામીની મુંઝવણ સ્વામી પારખી ગયા હતા.

બાલમુકુંદદાસજી સ્વામીની મુંઝવણને ટાળવા સ્વામી પોતાના અસલી રંગમાં આવી ગયા હતા. એમણે પોતાનો જમણો હાથ પોતાની છાતી ઉપર મૂકીને કહ્યું, 'બાલમુકુંદદાસ! તમે મને શું જાણો છો, મારું નામ ગુણાતીતાનંદ છે. મહારાજના ધામમાં અમારું ધાર્યું થાય છે. જરાય ચિંતા કરશોમાં. તમે બધા સાધુઓમાં સર્વોપરિ થશો. સારા સારા સાધુઓ ખેંચાઇને તમારા મંડળમાં આવશે. આચાર્ય પણ તમારું વેણ ઉથાપશે નહિ. પુરા વરતાલ દેશમાં તમારું ધાર્યું થશે. તમે જે બોલશો તે સત્ય થશે. તમારા દ્વારા સત્સંગમાં ઘણા કાર્યો થશે અને સાંભળો, અમારે તમારા દ્વારા જે કાંઇ કાર્યો કરાવવાનાં છે તે પૂર્ણ થશે ત્યારે ભગવાન સ્વામિનારાયણને સાથે લઇને અમે તમને તેડવા આવીશું અને અક્ષરધામમાં લઈ જઈશું.'

સ્વામીના મુખમાંથી અલૌકિક વાક્‌પ્રવાહ વહેતો હતો. તે વાણીમાં અક્ષરબ્રહ્મનો પ્રતાપ ભર્યો હતો. સ્વામી પોતાના અસલ રંગમાં આવી ગયા હતા. સ્વામીના વેણે વેણે બાલમુકુંદદાસજી સ્વામીના

રોમરોમમાં ગજબની દિવ્યતા પ્રસરી રહી હતી.

ગુણાતીતાનંદ સ્વામીના અંતરમાં આ સુપાત્ર શિષ્યને પોતાનું સર્વસ્વ આપી દેવાની મોજ ચઢી હતી. એમણે પોતાના બન્ને હાથ બાલમુકુંદદાસજી સ્વામીના મસ્તક ઉપર મૂક્યા અને પોતાનો અખંડ જ્ઞાનનો વારસો અને અલૌકિક ઐશ્વર્ય બાલમુકુંદદાસજી સ્વામીના અંતરમાં આરોપી દીધા.

આમ સદ્‌ગુરુની કૃપાથી બાલમુકુંદદાસજી સ્વામી ગુણાતીતાનંદ સ્વામી જેવા જ પ્રબળ પ્રતાપી અને ઐશ્વર્યવાન, વચનસિદ્ધ મહાપુરુષ થઈ સર્વમાં મુખ્ય ગણાયા.

વિક્રમ સંવત્ ૧૯૦૭થી લઈને વિક્રમ સંવત્ ૧૯૨૩ સુધી એટલે કે સોળ સોળ વર્ષ સુધી એમણે જે અનન્ય ભાવે સમર્થ સદ્‌ગુરુની મન, વચન, કર્મથી સેવા કરી તેનું આ પરિણામ હતું.

સદ્‌ગુરુ ગુણાતીતાનંદ સ્વામીએ ધામમાં જતા પહેલાં જે જે વચનો કહ્યા હતા તે સર્વે વચનો ભવિષ્યમાં સિદ્ધ થયા હતા. સત્સંગની ઉપાધિઓ તો આવતી રહી પણ વેગીલા પવનથી વાદળાઓ વિખરાય જાય એમ એ ઉપાધિઓ વિખરાતી ગઈ. એમના પ્રત્યેક વચનો સિદ્ધ થતા રહ્યા. વરતાલ દેશમાં એમનો બોલ સદૈવ ઝીલાતો રહ્યો. પોતાનો સંપૂર્ણ અધ્યાત્મ અને ઐશ્વર્યનો વારસો બાલમુકુંદદાસજી સ્વામીને સોંપીને વિક્રમ સંવત્ ૧૯૨૩ આસો સુદી ૧૩ની વહેલી સવારે સદ્‌ગુરુ ગુણાતીતાનંદ સ્વામી સ્વતંત્ર થકા અક્ષરધામ સીધાવ્યા. સ્વામીના આક્ષરધામ ગમનથી સમગ્ર સોરઠ દેશ તથા હજારો મુમુક્ષુઓ નોધારાપણું અનુભવી રહ્યા હતા. આ એક જબરદસ્ત શૂન્યાવકાશ હતો અને બાલમુકુંદદાસજી સ્વામીએ એ શૂન્યાવકાશને દૂર કરવાનો હતો પરંતુ આ પ્રક્રીયા સરળ નહોતી.

બાલમુકુંદદાસજી સ્વામી માટે અનેક જાતની ઉપીધીઓ ઉભી હતી. બાલમુકુંદદાસજી સ્વામી પંચવર્તમાનની મૂર્તિ હતા. ગુણાતીતાનંદ સ્વામીના અક્ષરવાસ બાદ તેઓ વિશેષ સાવધાન પણે શ્રીહરિની આજ્ઞાઓનું પાલન કરતા. સ્વામીના અક્ષરવાસ બાદ એમણે દસ નિયમ લીધા હતા.

૧ દિવસે ક્યારેય સુવું નહી. ૨ હંમેશા એક જ વખત જમવું. ૩ રસ-કસવાળા સ્વાદુ ભોજન કે મિષ્ટાન્ન જમવા નહીં. ૪ હંમેશા કાષ્ઠના પતરમાં જ જમવું. ૫ સંતોની સાથે બેસીને એક જ પંક્તિમાં જમવું. ૬ બાજરાનો રોટલો, રોટલી, શાક, દાળ જેવો સાદો ખોરાક હંમેશા લેવો. ૭ હંમેશા ભૂમિ ઉપર જ શયન કરવું. ૮ માંદગીમાં પણ પગચંપી કરાવવી નહિ. ૯ દ્રવ્ય કે વસ્તુ-પદાર્થનો સંગ્રહ કરવો નહિ અને કરાવવો નહિ. ૧૦ મહાત્મ્યજ્ઞાનપૂર્વક ભગવાનના સ્વરુપની દ્રઢ ઉપાસના કરવી. આ બધા નિયમોનું યથાર્થ પાલન સ્વામીશ્રીએ આજીવન કર્યુ, એટલું જ નહિ, પણ પોતાની આજ્ઞા પાળનાર અને પોતાનો સમાગમ કરનાર પોતાના શિષ્યો પાસે પણ સ્વામીશ્રીએ આ નિયમોનું પાલન કરાવ્યું.

## લોટીયા સાધુ

ગુણાતીતાનંદ સ્વામીના સમયમાં કેટલાક લોકો સ્વામીની મોટાઈ જોઈ શકતા નહોતા અને યેનકેન પ્રકારે સ્વામી માટે મુશ્કેલીઓ સર્જતા હતા.

સ્વામીની વાતોમાં ભગવાન શ્રીહરિનું સર્વોપરિપણું રહેતું અને સાથોસાથ સ્વભાવ ટાળવા ઉપર જોર રહેતું. કારણ કે સ્વભાવ ટાળ્યા સિવાય શ્રીહરિ મળતા નથી. મહિમાની વાત સાકરીયા શીરા જેવી હોય છે, તેમાં જીવને ભારે મજા આવે છે પરંતુ સ્વભાવ ટાળવાની વાત જીવને આકરી લાગે છે. એનાથી જીવના દેહાભિમાનને ભારે ઠેસ પહોંચે છે. વિષય ખંડનની વાત વિષ જેવી લાગે છે. પરિણામે આવા દેહાભિમાની જીવોને સ્વામી પ્રત્યે અભાવ રહેતો હતો. એમના જીવન ખળા જેવા ટોરાયેલા હતા. મહિમાનો રસ એમાં ઉતરે એમ નહોતો.

તો સામે કેટલાક સાધુઓ એવા હતા કે જેમ વધારે વરસાદથી જમીન રેચકાઈ જાય એમ મહિમાના ઓવરડોઝથી એમનાં મન રેચકાઈ ગયા હતાં. શ્રીહરિના સર્વોપરિપણાનો તેઓ અતિરેક કરતા હતા. શ્રીહરિના અવતારો, વિભૂતિઓ અને દેવતાઓનો દ્રોહ કરતા હતા.

આ સાધુઓના મનમાં મહિમાના અતિરેકથી એક બીજી આડ અસર પેદા થઈ હતી. ભગવાન

સ્વામિનારાયણ ધામમાં ગયા પછી આ સાધુઓ ગુણાતીતાનંદ સ્વામી દ્વારા શ્રીહરિ પ્રગટ છે એવું માનતા હતા અને આને જ તેઓ પ્રગટ ઉપાસના કહેતા હતા. આ સાધુઓ બાહ્ય રીતે આચાર વિચારમાં ધર્મવાળા જણતા હતા. તેઓ મોટે ભાગે રુખુ સુખુ જમતા અને લોટ પીને રહેતા તેથી તે સાધુઓ 'લોટીયા સાધુ' તરીકે ઓળખાતા. આવા લોટીયા સાધુઓમાં કેટલાંક સાધુ હતા કેટલાક પાળા હતા.

કોઈ મુમુક્ષુ ત્યાગ-વૈરાગ્ય રાખે કે ધર્મ પાળે એ ઘણી ઉત્તમ વાત છે પરંતુ આચરણ કરવું અને આચરણનો દંભ કરવો એમાં ભારે અંતર છે. આ લોટીયા સાધુઓમાં આચરણ કરતા દંભ-દેખાવ વધારે હતા. બહુરુપીયા અહંકારે એમના હૃદયમાં ત્યાગ-વૈરાગ્ય અને ધર્મના ઓથે ભારે અભિમાન જગાવ્યું હતું. જેને લીધે આ લોટીયા સાધુઓ બીજા સાધુઓનો અભાવ લેતા અને પોતે જ બધી રીતે શ્રેષ્ઠ છે એમ મુમુક્ષુઓ પાસે સ્થાપિત કરતા.

ભગવાન સ્વામિનારાયણ વરતાલના ૧૪માં વચનામૃતમાં કહે છે, 'ગમે તેવા વર્ણાશ્રમના ધર્મ પાળતા હોય પણ જો ભગવાન અને ભગવાનના સાધુનો દ્રોહ કરે તો એવું પાપ લાગે છે જે, વર્ણાશ્રમના ધર્મ પાળ્યાનું જે પુણ્ય તેને બાળીને ભસ્મ કરી નાખે છે. સત્પુરુષના દ્રોહનો કરનારો પંચમહાપાપના કરનારાથી પણ વધુ પાપી છે.

એમના ખૂણીયા જ્ઞાનથી સ્વયં ગુણાતીતાનંદ સ્વામી નારાજ હતા. સ્વામી સાથે જેમને ફાવતું નહોતું એવા લોકોને આ લોટીયા સાધુઓ હથિયાર પુરું પાડતા હતા.

ગુણાતીતાનંદ સ્વામી મહા સમર્થ હોવા છતાં એમણે પોતાની મૂર્તિ ક્યારેય પૂજાવી નથી કે પોતાની ઉપાસના પ્રવર્તાવી નથી. તેઓ હંમેશા સેવકભાવે જ વર્ત્યા અને પુરુષોત્તમનારાયણની જ સર્વોપરિ ઉપાસના પ્રવર્તાવતા રહ્યા હતા.

જ્યારે લોટીયા સાધુઓ સ્વામીમાં શ્રીહરિ પ્રગટ છે એમ માની સ્વામીને 'પરબ્રહ્મ' તરીકે પૂજતા હતા અને પુરુષોત્તમનારાયણની અણિશુદ્ધ ઉપાસનાને બદલે 'અક્ષરે સહિત પુરુષોત્તમ નારાયણ'ની ભેળસેળ ભરેલી ઉપાસનાનો પ્રચાર કરતા હતા.

શરીરના બીજા અંગો કપાય તો હજુ કદાચ માણસ જીવે પણ માથું કપાય તો ન જીવે. મોક્ષ માર્ગમાં ઉપાસના મસ્તકને સ્થાને છે. લોટીયા સાધુઓ ઉપાસનાના માર્ગથી ભટકી ગયા હતા.

આ લોટિયા સાધુઓનો દંભ અને અવળી સમજણ જોઈને સ્વામીને ભારે દુ:ખ થતું. સ્વામીએ એમના જીવોના ભલા માટે ઘણીવાર સમજાવ્યા. સ્વામીએ કહ્યું, 'સાધુઓ! તમારી સમજણ અવળી છે. બ્રહ્મરૂપ થઈને પરબ્રહ્મને ભજવા એ બરાબર છે પણ અક્ષરે સહિત પુરુષોત્તમની ઉપાસના કરવી એવો અમારી વાતનો અભિપ્રાય નથી. કોઈ આ રીતે પુરુષોત્તમ નારાયણની ઉપાસનામાં અમને ભેળવી દ્યે એ અમને જરાય ન ગમે.'

'અમારું કામ તો જીવને મહારાજમાં જોડવાનું છે. મહારાજમાં જોડે એ જ સંત અને પોતામાં જોડે એ અસંત. એમ અમારો દૃઢ મત છે.'

'અક્ષર પર્યંત કોઈ મહારાજ જેવો થઈ શકતો નથી. ઉપાસના તો પુરુષોત્તમનારાયણની જ થાય. અક્ષરે સહિત પુરુષોત્તમની નહિં.'

'કોઈને પેચુટી ખસી ગઈ હોય એવી તમારી દશા છે. તમારી ગાડી પાટા ઉપરથી ઉતરીને અવળી દિશામાં જઈ રહી છે. અમને કોઈ આ રીતે માને કે ઉપાસે એમાં અમારો રાજીપો નથી.'

'તમે ગમે એટલા ત્યાગ વૈરાગ્ય રાખશો કે ધર્મ પાળશો પણ ઉપાસનામાં ગોટાળા કરશો તો એ કોઈ સાધન તમારા કામમાં નહિં આવે.'

સ્વામીએ લોટીયા સાધુઓને ખૂબ જ સમજાવ્યા પરંતુ આશ્ચર્યની વાત એ હતી કે આ સાધુઓ સ્વામીને ગુરુ માનતા હતા છતાં સ્વામીની વાત સાંભળવા તૈયાર ન થયા.

મનની માયા જબરી છે. મહાપુરુષો એને છોડાવવા મથે પણ જીવ પોતાનું ધાર્યું છોડી શકતો નથી. ભગવાન અને એને પામેલા મહાપુરુષો આકાશ જેવા વિશાળ હોય છે પરંતુ એમના જ શિષ્યો એમને પૂરેપુરા સમજી શકતા નથી. ઘણીવાર તો શિષ્યોની સાંકડી સમજણ અને દુરાગ્રહને લીધે એમના ગુરુઓ જ વગોવાતા હોય છે.

આવું જ કંઈક જૂનાગઢમાં થઈ રહ્યું હતું. એક બાજુ લોટીયા સાધુઓ અને બીજી બાજુ રજોગુણી અને દેહાભિમાની જીવોનો પ્રવાહ સમર્થ સદ્‌ગુરુ ગુણાતીતાનંદ સ્વામીને ભારે ધર્મસંકટમાં મૂકી રહ્યા હતા. આવી પરિસ્થિતિમાં બાલમુકુંદદાસજી સ્વામી

જેવા વિશુદ્ધ અંતરના શિષ્યોને મુંઝવણ થાય તે સહજ હતું.

આખરે રઘુવીરજી મહારાજ, ગુણાતીતાનંદ સ્વામી, શુકાનંદ સ્વામી, નિત્યાનંદ સ્વામી વગેરે મહાન સંતોએ સાથે મળીને આ લોટીયા સાધુઓને વિમુખ કરી મંદિરમાંથી કાઢી મૂક્યા. તેઓ કાળવા ચોક પાસે પ્રકાશપુરી નામની જગ્યામાં રહેતા હતા. એમણે ગુણાતીતાનંદ સ્વામીની પંચ ધાતુની મૂર્તિ બનાવી હતી અને એમનું 'પરિબ્રહ્મ' નામ રાખ્યું હતું અને એ જ મૂર્તિનું પૂજન-અર્ચન-ઉપાસન કરતા હતા અને આસપાસના ગામડાંઓમાં ફરીને પોતાની અવળી સમજણનો પ્રચાર કરતા હતા અને ભોળા લોકોને ભરમાવતા હતા. આ લોટીયા સાધુઓ જ્યાં જ્યાં જતા ત્યાં ત્યાં ગુણાતીતાનંદ સ્વામી જાગા ભગત જેવા ભક્તો અને સંતોને પાછળ પાછળ મોકલતા અને ઉપાસનાની સાચી વાત સમજાવી મુમુક્ષુઓને પાછા વાળતા હતા.

આ પ્રકાશપુરી નામની જગ્યામાં હાલ જૂનાગઢ ગુરુકુલ આવેલું છે. ગુરુકુલની ડેલીના ગોખમાં 'પરિબ્રહ્મ બાપા'ની મૂર્તિ આજે પણ પ્રદર્શન રુપે સાચવી રાખવામાં આવેલી છે.

## ઉપાધીઓનો આરંભ

સૂરજના તાપમાં ઘુંવડ અંજાઇ જાય એમ સ્વામી હતા ત્યાં સુધી તો બધા ભાવે કભાવે દબાયેલા રહ્યા પરંતુ સ્વામી ધામમાં ગયા પછી આ અદેખા તત્વોને પોતાનું પોત પ્રકાશવાનો અવસર પ્રાપ્ત થયો હતો. એક બાજુ લોટીયા સાધુઓ ગુણાતીતાનંદ સ્વામીના નામને ઢાલ તરીકે વાપરી અક્ષરે સહીત પુરુષોત્તમની ઉપાસનાનો પ્રચાર કરતા હતા તો બીજી બાજુ મંદિરમાં રહેતા કેટલાક લોકો કે જેને સ્વામી સાથે ઈર્ષા અને રાગ દ્વેષ હતા, એમણે પોતાના મનમાં રહેલી દાઝ બાલમુકુંદદાસજી સ્વામી ઉપર કાઢવા માંડી.

સ્વામી વિરુદ્ધ અનેક કાગળો વરતાલ લખાવ્યા અને આક્ષેપ મુકવમાં આવ્યો કે 'ગુણાતીતાનંદ સ્વામીને અંદરખાનેથી બાલમુકુંદદાસજી ભગવાન માને છે અને લોટીયા સાધુને સહકાર આપે છે.' વિક્રમ સંવત્ ૧૯૨૮ની સાલ હતી. મહા સુદી ૧૩નો દિવસ હતો. આ દિવસે ગોંડલ સ્વામિનારાયણ મંદિરમાં મૂર્તિ પધરાવવાનું નક્કી કરવામાં આવ્યું હતું. વરતાલથી શ્રી ભગવતપ્રસાદજી મહારાજ પધારવાના હતા. મોટા પાયે સમૈયો રાખવામાં આવ્યો હતો.

આ ગોંડલનું મંદિર ગુણાતીતાનંદ સ્વામીના આશીર્વાદથી અને બાલમુકુંદદાસજી સ્વામીના માર્ગદર્શનથી થયું હતું છતાં પ્રતિષ્ઠા સમયે ન તો સ્વામીને સમાચાર આપવામાં આવ્યા કે ન બોલાવવામાં આવ્યા. આ રીતે આયોજકોનો ઈરાદો એક મહાપ્રતાપી સંતની અવગણના કરી એનું અપમાન કરવાનો હતો. આ સમયે સ્વામી છેક ઉના વિસ્તારમાં ભોજા ભગતના સમઢિયાળે હતા. એ સમયે તાર ટપાલની કોઈ વ્યવસ્થા નહોતી. કોઈ હરિભક્તો દ્વારા સ્વામીને ખબર પડી કે ગોંડલમાં મૂર્તિ પ્રતિષ્ઠા થઈ રહી છે. મૂર્તિ પ્રતિષ્ઠાને આડા માત્ર બે દિવસ રહ્યા હતા. આટલા ટુંકા સમયમાં સમઢિયાળાથી ગોંડલ પહોંચવું મુશ્કેલ હતું. વાહન વ્યવહારનો કોઈ જોગ નહોતો. સ્વામી સમઢીયાળેથી પગપાળા જ ચાલતા થયા. સ્વામીને મન માન-અપમાનની કાંઈ પડી નહોતી. કષ્ટ વેઠીને પણ પ્રતિષ્ઠા પ્રસંગે ગોંડલ પહોંચવું એ જ સ્વામીનો વિચાર હતો. ભૂખ-તરસ કે દેહના સુખ દુઃખને ગણ્યા સિવાય ઉતાવળી ગતિએ ગીરની વિકટ વાટે સતત ચાલતા ચાલતા સ્વામી ગોંડલ પહોંચ્યા.

સવારનો સમય હતો. સ્વામી ગોંડલથી થોડે દૂર હતાં ત્યાં વાજાં-ચોઘડિયાના સૂર સંભળાયા. સ્વામીએ સાથેના સંતોને કહ્યું કે 'મૂર્તિ તો પહેલા ચોઘડિયામાં પધરાવાઈ ગઈ લાગે છે, જેવી મહારાજની મરજી!' સ્વામી જેવા સમર્થ પુરુષ માટે આ ભારે અવગણના અને અપમાનભરી પરિસ્થિતિ હતી, પરંતુ સ્વામીના મુખ ઉપર એમની કોઈ અસર વર્તાતી ન હતી.

સ્વામીએ ઝોળી હેઠી મૂકી, મંદિરની દિશામાં દંડવત્ કર્યા અને પછી ઉતાવળી ગતિએ ગોંડલ પહોંચ્યા. જેવા સ્વામી મંદિરની સમીપ પહોંચ્યા કે એ જ સમયે ભગવતપ્રસાદજી મહારાજ સવારીએ સહિત પધરામણીએ જવા મંદિરની બાહર નીકળ્યા.

સ્વામી તો માથા પરના પોટલા હેઠા મેલી ધુળીયા રસ્તા ઉપર જ મહારાજશ્રીને દંડવત્ કરવા લાગ્યા.

મહારાજશ્રીએ એકદમ ઉતાવળા સામે ચાલી સ્વામીને ઉઠાવી લીધા અને બાથમાં ઘાલીને મળ્યા અને કાંડું ઝાલીને બારોબાર પધરામણીમાં પરાણે સાથે લીધા.

મહારાજશ્રીના આ વર્તનમાં બાલમુકુંદદાસજી સ્વામી પ્રત્યે ભારોભાર માન અને હૂંફ ભર્યા હતા.

સ્વામીશ્રીને ખ્યાલ હતો કે 'એમની વિરુદ્ધમાં વરતાલમાં મોટા મોટા સંતો અને મહારાજશ્રી પાસે અનેક પ્રકારની ખોટી ફરિયાદો કરવામાં આવી છે. એટલે ભગવત્પ્રસાદજી મહારાજ કેવું વલણ લેશે?' તે અંગે સ્વામીને અનેક પ્રકારની આશંકાઓ હતી. પરંતુ વસ્તુ કાંઈક જુદી જ થઈ રહી હતી. મહારાજશ્રીના હેતભર્યા આવકારે સ્વામીની સર્વ આશંકાઓ ઓગાળી નાખી હતી. સ્વામી વિરુદ્ધ કાગળો લખાવનારા લોકો બાલમુકુંદદાસજી સ્વામી પ્રત્યે મહારાજશ્રીનું આવું આદરપૂર્ણ વર્તન જોઈને ડઘાઈ ગયા. એમના અંતરના ઓરતા ઉંધા વળી જતા જણાયા.

પધરામણી પૂરી થયા બાદ એ લોકો એકાંતમાં મહારાજશ્રીને મળ્યા અને કહ્યું, 'બાપજી! તમે તો ભારે કરી! તમારે તો બાલમુકુંદદાસજીને ઠપકો આપવાનો હતો એના બદલે તેનું બહુમાન કર્યું!'

મહારાજશ્રીએ ચતુરાઈપૂર્વક વાતને ટાળી નાખતા કહ્યું, 'સંતો! એ બધી વાત આપણે અહીં નહિં, જૂનાગઢ જઈને કરીશું.' આ રીતે ગોંડલનું કાર્ય પૂર્ણ કરી મહારાજશ્રી ગોંડલથી નીકળ્યા. સદ્ગુરુ બાલમુકુંદદાસજી સ્વામીને પણ સાથે લીધા. રસ્તામાં આવતા હરિભક્તોના ગામડાંઓમાં ફરતા ફરતા મહારાજશ્રી જૂનાગઢ પધાર્યા.

## આ સાધુ તો ગજબના છે

જૂનાગઢમાં મહારાજશ્રીએ સ્વામીને એકાંતમાં બોલાવી અને એમના વિરુદ્ધ જે જે ફરિયાદો થઈ હતી તે અંગે વાત કરી. અને સાચી હકીકત શું છે? તે જણાવવા કહ્યુ.

બાલમુકુંદદાસજી સ્વામીએ દરેક વાતનો નિખાલસ ખુલાસો આપ્યો અને કહ્યું કે 'અમે ક્યારેય લોટીયા સાધુને પોષણ આપ્યું નથી ને આપવાના પણ નથી. લોટીયા સાધુની દંભી રીતભાત અને એમના જ્ઞાન પ્રત્યે ખુદ અમારા ગુરુ ગુણાતીતાનંદ સ્વામીને રુચિ નહોતી. તેથી તો સ્વામીએ સ્વયં એ લોકોને વિમુખ કરેલા. બાપજી! દીવા જેવી સ્પષ્ટ વાત છે. જેમાં અમારા ગુરુની રુચિ ન હોય એમાં અમારી રુચિ કેમ હોય?'

ભગવતપ્રસાદજી મહારાજ સ્વામીની વાત સાંભળીને બોલ્યા, 'સ્વામી તમારી વાત સાચી છે અને અમે પણ જાણીએ કે આ બધી ઉપાધિની પાછળ અદેખાઈ જ કારણભૂત છે. એટલે તો અમે કોઈની વાત ઉપર ધ્યાન દેતા નથી.' મહારાજશ્રીની વાત સાંભળીને બાલમુકુંદદાસજી સ્વામીએ હૈયામાં હળવાશ અનુભવી. આ બાજુ પેલા લોકો ભર સભામાં, મોટા મોટા સદ્ગુરુઓની હાજરીમાં, મહારાજશ્રી દ્વારા બાલમુકુંદદાસજી સ્વામીને ઠપકો અપાવવા માટે તત્પર હતા. આ અંગે તેઓ મહારાજશ્રીને મળ્યા હતા.

મહારાજશ્રીએ ગંભીર મૌન સાથે બધાની વાત સાંભળી ન સાંભળી કરી હતી. બીજે દિવસે વહેલી સવારે મંગળા આરતી પછી સભા થઈ.

મહારાજશ્રી પણ સમયસર સભામાં આવી પોતાની પાટ પર બિરાજમાન થયા. પાસેની બીજી પાટ

પ્રત્યે ઈશારો કે રંજ માત્ર કડવાશ ન હતાં.

ભગવત્પ્રસાદજી મહારાજને કથાવાર્તા સાંભળવામાં એટલો બધો રસ પડ્યો કે એમણે પોતાના સેવકને મંદિર ઉપર મોકલી બ્રહ્મચારીને કહેવડાવ્યું કે 'અમે કહેવરાવીએ ત્યારે જ આરતી કરજો, તે પહેલાં નહિં.'

મંગળા આરતી પછી છેક નવ વાગ્યા સુધી એકધારી કથાવાર્તા ચાલી.

ઉપર વક્તા પુરાણી કથા કરી રહ્યા હતા. ગુણાતીત સભા મંડપ ખીચોખીચ ભરાઈ ગયો હતો.

મહારાજશ્રીએ સેવક પાસે ખુરશી મંગાવી પોતાની પાટ પાસે મુકાવી પછી કથા બંધ રખાવી અને બાલમુકુંદદાસજી સ્વામીને કહ્યું, 'સ્વામી આજે તો તમારે કથાવાર્તા કરવાની છે. તમે આ ખુરશીએ બેસો અને કથાવાર્તા કરો.'

બાલમુકુંદદાસજી સ્વામીએ કહ્યું, 'બાપજી! આ સભામાં મોટા મોટા સદ્ગુરુઓ અને ઘણા નંદ સંતો બેઠા છે. અમે તો એમની આગળ બાળક કહેવાઈએ માટે આપ કોઈ મોટેરા સંતને કથાવાર્તા કરવાનું કહો તો વધારે સારું.'

મહારાશ્રીએ કહ્યું, 'નહિ સ્વામી! તમે ગુણાતીતાનંદ સ્વામીના કૃપાપાત્ર છો. માટે આ ગુણાતીત સભા મંડપમાં તમે જ કથાવાર્તા કરો.'

મહારાજશ્રીની આજ્ઞા થઈ એટલે બાલમુકુંદદાસજી સ્વામી કથાવાર્તા કરવા લાગ્યા. એમના મુખમાંથી એકધારો વાણીપ્રવાહ ચાલી રહ્યો હતો. સઘળી સભા મંત્રમુગ્ધ થઈ એકાગ્ર મને સ્વામીની વાતો સાંભળી રહી હતી.

મહારાજશ્રી પણ સ્વામીની વાતો સાંભળી 'અહો! અહો!' અનુભવી રહ્યા હતા.

સ્વામીની વાતોમાં પૂર્ણ પુરુષોત્તમ ભગવાન શ્રી સ્વામિનારાયણનો સર્વોપરિ મહિમા, આજ્ઞા અને ઉપાસના વગેરેનો ભરપૂર રસ વહેતો હતો.

સ્વામી અનેક જાતની ઉપાધિઓમાંથી પસાર થઈ રહ્યા હતા છતાં એમની વાતોમાં ક્યાંય એ ઉપાધિઓ

આખરે જેવી કથાવાર્તા પુરી થઈ કે વયોવૃદ્ધ સંત શ્રી પવિત્રાનંદજી સ્વામી સભામાંથી ઉભા થઈ એકદમ બાલમુકંદદાસજી સ્વામી પાસે આવ્યા અને એમનું કાંડું ઝાલી બાથમાં ઘાલી મળ્યા અને સર્વ નંદ સંતો અને સદ્ગુરુઓ સાંભળે તેમ બોલ્યા, 'આ સાધુ તો ગજબના છે. એમણે ગુણાતીતાનંદ સ્વામીનો જ્ઞાનનો વારસો અદ્ભૂત રીતે ઝીલ્યો છે. કોઈના કહેવાથી મારા મનમાં આ સાધુ માટે થોડો અભાવ પેદા થયો હતો પરંતુ એમની વાતો સાંભળતા મારા મનમાંથી સંશય દૂર થઈ ગયો છે. આજે હું ખૂબજ રાજી થયો છું.'

પવિત્રાનંદજી સ્વામીની વાતમાં મોટા મોટા સાધુઓએ પણ સૂર પૂરાવ્યો. આચાર્ય મહારાજશ્રી પણ આ બધું સાંભળીને અત્યંત રાજી થયા.

મોટા મોટા સંતોના આશીર્વાદ મળતાં બાલમુકંદદાસજી સ્વામીના અંતરમાં ખૂબ જ આનંદ થયો. એમના અંતરમાં અકારણ આવી પડેલી ઉપાધિઓથી ઉભો થયેલો વિષાદ દૂર થયો.

ગુણાતીતાનંદ સ્વમીએ ધામમાં જતાં પહેલાં આશીર્વાદ આપેલા કે 'મોટા મોટા સદ્ગુરુઓ પણ તને માનશે.' એ આશીર્વાદ આજે ફળી રહ્યા હતા.

ભર સભામાં સ્વામીનું અપમાન કરવાની બાજી ઊંધી વળી ગઈ હતી.

પછી તો સત્સંગમાં ધીમે ધીમે બાલમુકંદદાસજી સ્વામીના આદર અને અહોભાવ વધતા જ રહ્યા.

# ઉના મંદિરનો ઇતિહાસ

ઉનાના ગણેશ શેઠને નિલકંઠવર્ણીરૂપે મહારાજનું સાક્ષાત્ મિલન થયું હતું. સમય જતાં ગણેશ શેઠ સત્સંગી થયા હતા. ગણેશ શેઠ અવાર નવાર સંઘ લઈને ગઢપુર દર્શને આવતા.

એકવાર શ્રીહરિ ગઢપુરમાં સભા ભરીને બિરાજમાન હતા. સભામાં ગણેશ શેઠ પણ હતા. ગણેશ શેઠને કોઈ સંતાન નહોતું. સભામાંથી કોઈએ કહ્યું, 'મહારાજ! ગણેશ શેઠ તમારા સત્સંગી થયા છે પરંતુ તેમને સંતાન નથી તો કંઈક દયા કરો તો એને ત્યાં દીકરો થાય.'

શ્રીહરિએ કરુણાસભર નયને ગણેશ શેઠ સામે જોયું. વાણીયાના દીકરા ઈશારામાં સમજી જાય. ગણેશ શેઠ મહારાજની નજરનો મર્મ સમજી ગયા. એમણે કહ્યું, 'મહારાજ! મેં સત્સંગ મોક્ષ માટે સ્વીકાર્યો છે, દીકરા માટે નહિં.'

શ્રીહરિએ મંદ હાસ્ય સાથે કહ્યું, 'શેઠ! અમારે અમારું મેણું ભાંગવા તમને દીકરો દેવો જ છે.'

ગણેશ શેઠે કહ્યું, 'મહારાજ! તો આપની જેવી મરજી.' મહારાજે મર્મમાં પૂછ્યું, 'શેઠ! અમે તમને દીકરો તો આપીએ પણ મરી જાય એવો દીકરો આપીએ કે ન મરે તેવો આપીએ?'

ગણેશ શેઠ પણ હસતા હસતા બોલ્યા, 'મહારાજ! આપવો જ હોય તો ન મરે એવો દીકરો આપો.' મહારાજે કહ્યું, 'ભલે શેઠ! અમે તમને ન મરે એવો દીકરો આપીએ.' આમ કહી મહારાજે પોતાની પૂજાના લાલજી મંગાવ્યા અને હાથમાં રમાડતા રમાડતા બોલ્યા, 'લ્યો શેઠ! આ તમારો ન મરે એવો દીકરો!'

ગણેશ શેઠ અચકાતા અચકાતા બોલ્યા, 'અરે મહારાજ! આ લાલજી અમારા દીકરા!'

મહારાજે કહ્યું, 'શેઠ! ન મરે એવા દીકરા તો લાલજી સિવાય બીજું કોણ હોય? આજથી અમારે વચને આ લાલજી તમારા દીકરા.'

સામે ગણેશ શેઠ પણ ગજબની સમજણવાળા હતા. એમણે કામદાર પાસે કોરો કાગળ અને કલમ મંગાવ્યાં અને એમાં પોતાની તમામ મિલકત લાલજીના નામે લખી. કાગળ શ્રીહરિના ચરણે ધર્યો.

શ્રીહરિ અંતર્યામી હોવા છતાં પૂછ્યું, 'શેઠ! આ શેનો કાગળ છે?'

ગણેશ શેઠ બોલ્યા, 'મહારાજ! અમારે ગૃહસ્થાશ્રમમાં દીકરો ઉમર લાયક થાય ત્યારે તમામ મિલકતનો વારસો દીકરાને આપવાનો રિવાજ છે. આજથી અમારી પાસે જે છે તે લાલજીના નામે કૃષ્ણાર્પણ!!!'

શ્રીજી મહારાજ ખૂબ રાજી થયા અને બોલ્યા, 'શેઠ! અમારા લાલજી મોક્ષ આપે એવા છે, વહીવટ કરે એવા નથી. એટલે આજથી આ પેઢીનો સર્વ વહીવટ લાલજી વતી તમે ચલાવજો.'

આ રીતે મહારાજના વચને ઉનાના ગણેશ શેઠની પેઢી લાલજી ગણેશના નામે પ્રસિદ્ધ થઈ.

ગણેશ શેઠે એક વાણોતર પેઠે બધો જ વહીવટ લાલજી વતી કર્યો.

મહાન ભક્તરાજ ગણેશ શેઠને ત્રણ સંકલ્પ હતા. (૧) ઉનામાં શ્રીહરિને પધરાવવા. (૨) મારો દેહ પડે એ પહેલાં એક મહિનો અગાઉથી શ્રીજી મહારાજ દર્શન દઈને મને કહે, 'અમે તમને મહિના પછી ધામમાં તેડી જઈશું.' (૩) મારો દેહ ગઢડામાં પડે.

આ બાજુ ૧૯૮૬ની સાલ હતી. શ્રીહરિએ દેહ છોડવાનો સંકલ્પ કરી લીધો હતો અને લીલા સ્વરૂપે માંદગીનો સ્વીકાર કર્યો હતો.

ઉનામાં ગણેશ શેઠને સમાચાર મળ્યા કે શ્રીહરિ ખૂબ જ માંદા છે. એટલે એમણે ઉનાથી ગઢપુર જવાનો સંકલ્પ કર્યો.

શેઠનો સંકલ્પ વહેલાસર ગઢપુર પહોંચવાનો હતો. પરંતુ સાથે સંઘમાં જોડાનાર ભક્તોની આજે જઈએ, કાલે જઈએ એવી અવઢવ ભરેલી પરિસ્થિતિમાં શેઠ થોડા મોડા પડ્યા.

શેઠ ગઢપુર પહોંચ્યા એ પહેલાં બે દિવસે શ્રીહરિ શરીર છોડી અંતર્ધાન થઈ ચૂક્યા હતા.

ગણેશ શેઠ શ્રીહરિના વિરહમાં ભારે વિલાપ કરવા લાગ્યા અને માછલાની જેમ ઝૂરવા લાગ્યા.

સદ્‌ગુરુ ગોપાળાનંદ સ્વામી અને સદ્‌ગુરુ મુક્તાનંદ સ્વામી વગેરેએ શેઠને ખૂબ જ ધૈર્ય અને આશ્વાસન આપ્યું.

રડતા રડતા ગણેશ શેઠ બોલ્યા, 'સ્વામી! મહારાજ તો ગયા પણ મારો મહારાજને ઉનામાં પધરાવવાનો સંકલ્પ અધુરો રહી ગયો.' મુક્તાનંદ સ્વામી બોલ્યા, 'શેઠ! જે થાય છે તે બધું જ શ્રીહરિની મરજીથી થાય છે માટે શોક છોડી દ્યો.'

ગણેશ શેઠે કહ્યું, 'પણ સ્વામી! મહારાજ વિના હવે મારાથી કેમ જીવાશે?'

મુક્તાનંદ સ્વામી બોલ્યા, 'શેઠ! તમે ભાગ્યશાળી છો કારણ કે વન વિચરણ કરતા કરતા શ્રીહરિ જ્યારે ઉના પધાર્યા હતા ત્યારે તમને સાક્ષાત મળ્યા હતા. શ્રીહરિ વન વિચરણ કરતા ત્યારે જે સુવર્ણ રેખવાળા શાલીગ્રામની સેવા કરતા એ શાલીગ્રામ અમે તમને આપીએ છીએ.'

'મહારાજે તમને જે લાલજી આપ્યા છે તે લાલજીની સાથે આ શાલીગ્રામને પધરાવજો. પૂજન-અર્ચન કરજો. લાલજી અને શાલીગ્રામ તમારા જીવનો ઉદ્ધાર કરશે.'

'ભગવાન શ્રીહરિ તો હવે ઉના પધારી શકે તેમ નથી પણ આ શાલીગ્રામ દ્વારા તમારો શ્રીહરિને ઉનામાં પધરાવવાનો સંકલ્પ કાયમ માટે પૂરો થયો માનજો. તમારા બીજા બે સંકલ્પ છે તે શ્રીહરિ અવશ્ય પૂરા કરશે.' મા જેવા મુક્તાનંદ સ્વામીની વાતથી ગણેશ શેઠના જીવને સાંત્વના વળી. ગણેશ શેઠ શાલીગ્રામ સાથે ઉના પધાર્યા અને વર્ષો સુધી સ્વયં શ્રીહરિએ જે શાલીગ્રામની પૂજા કરી હતી તે શાલીગ્રામ ઉનામાં બિરાજ્યા. ગણેશ શેઠે એક ઓરડામાં લાલજી અને શાલીગ્રામ પધરાવ્યા હતા.

પ્રતિમા સ્વરૂપે લાલજી અને શાલીગ્રામ પ્રાપ્ત થયા હતા. પરંતુ પ્રત્યક્ષ શ્રીહરિનો વિયોગ ગણેશ શેઠના અંતરમાં તીરની જેમ સાલી રહ્યો હતો. એમનાથી પ્રત્યક્ષ સ્વરૂપનો વિરહ વેઠાતો નહોતો.

થોડો સમય જતાં ગણેશ શેઠના સંકલ્પો પૂર્ણ કરતા હોય એમ શ્રીહરિએ એમને દર્શન દીધાં અને કહ્યું, 'શેઠ! મહિના પછી અમે તમને ધામમાં તેડવા આવશું માટે તમારા ત્રીજા સંકલ્પને પૂર્ણ કરવા ગઢપુર પહોંચી જાવ.'

ગણેશ શેઠ પોતાના પરિવારજનોની રજા લઈ દેહ છોડવા ગઢપુર પધાર્યા.

યાત્રા પ્રવાસે જવાના દિવસો નક્કી થઈ શકે છે પરંતુ આ તો દેહ છોડી મુક્તિના પંથે પ્રયાણ કરવાના દિવસોના નિર્ણયની અલૌકિક વાત છે જે માણસની બુદ્ધિ અને વિજ્ઞાનથી પર છે.

ગણેશ શેઠ ગઢપુર પધાર્યા અને ગોપીનાથજી મહારાજના સાન્નિધ્યમાં બેસી 'સ્વામિનારાયણ' મહામંત્રનું રટણ કરવા લાગ્યા. શ્રીહરિ અને મોટા સદ્‌ગુરુઓની કૃપાને લીધે શેઠનું અંતર વાદળા વિનાના આકાશ જેવું વાસના રહિત બની ચૂક્યું હતું.

શ્રીહરિએ દર્શન આપ્યા બાદ બરાબર એક મહિને ગણેશ શેઠે ગઢપુરની પવિત્ર તીર્થભૂમિમાં શરીર છોડ્યું.

**ઇતના તો કરના સ્વામી જબ પ્રાણ તન સે નિકસે...**

ગણેશ શેઠ ધામમાં ગયા પછી શેઠે જે મિલકત લાલજીને કૃષ્ણાર્પણ કરી હતી તેનો બધો વહીવટ એમના પરિવારજનો સંભાળતા હતા.

## ઉનાનો વારો

ગુણાતીતાનંદ સ્વામી ધામમાં ગયા બાદ જૂનાગઢ મંદિરના મુખત્યાર તરીકે આચાર્ય મહારાજશ્રી દ્વારા ખંભાતના કાશીરામની નિમણૂંક થઈ હતી. એક સમયે કાશીરામને ગુણાતીતાનંદ સ્વામી સાથે ઘણું જ હેત હતું. કાશીરામ સ્વામીનો સમાગમ કરતા પણ પોતાનું જ ધાર્યું કરવાનો એમનો સ્વભાવ હતો. એક વખત ગુણાતીતાનંદ સ્વામી વડતાલ પધાર્યા ત્યારે કાશીરામે કહ્યું, 'સ્વામી! મારે ત્યાગી થવું છે અને આપની પાસે જૂનાગઢ રહેવું છે.'

સ્વામી કાશીરામના જીવને જાણતા હતા એટલે સ્વામીએ કહ્યું, 'કાશીરામ! તારે ક્યારેય ત્યાગી થાવું નહી. કદાચ તારા મનનાં વેગમાં અમારું વચન ભુલી જા અને ત્યાગી થા તો તને અમારી સ્પષ્ટ ભલામણ છે કે તું જૂનાગઢ તો આવીશ જ નહિં.'

સ્વામીની આ સ્પષ્ટ વાતથી કાશીરામને મનમાં માઠું લાગ્યું અને તેના કાચના કટોરા જેવા સત્સંગમાં વચનની ઠોકરે તિરાડ પડી ગઈ.

કાશીરામને ત્યાગી થવાનો ભારે મોહ હતો. તેથી

સ્વામીનું વચન ઉલ્લંઘી વરતાલમાં પાર્ષદ થયા. સ્વામીએ ના પાડી'તી તોય મુખત્યાર થઈને જૂનાગઢ આવ્યા.

કાશીરામના મનમાં એક તો પદના અધિકારનો ગર્વ હતો. અધૂરામાં પુરું જૂનાગઢ મંદિરમાં કેટલાક લોકો કે જેને ગુણાતીતાનંદ સ્વામીનો અભાવ હતો એમની સાથે એમને હેત થયું. પરિણામે કાશીરામે ગુણાતીતાનંદ સ્વામી સાથે હેતવાળા સાધુ-સંતો-હરિભક્તો પ્રત્યે પક્ષપાતી અને અન્યાયી વલણ અપનાવ્યું.

નિયમ પ્રમાણે દર વર્ષે મંડળધારીઓને જુદા જુદા દેશમાં ફરવા માટેની ચિઠ્ઠીઓ નંખાતી અને ચિઠ્ઠીમાં જે દેશ આવે એ દેશમાં સંતો ફરવા જતાં.

કાશીરામે ચિઠ્ઠી પ્રથા બંધ કરાવી. એક વર્ષને બદલે બે વર્ષના વારા કર્યા.

એ સમયે ઉના દેશ ઘણો દૂર ગણાતો. ત્યાં આવવા-જવાની પણ એ જમાનામાં ભારે અગવડતા હતી. વળી રસ્તામાં ગીરનું અડાબીડ જંગલ પણ આવતું હતું તેથી એ બાજુ દેશ ફરવા જવું એ ભારે કઠણ ગણાતું.

જાણી જોઈને કાશીરામે બાલમુકુંદદાસ સ્વામીને ઉના દેશ ફરવાનો વારો આપ્યો.

સરકારમાં કોઈ ઓફિસરને સજા માટે દૂર અંતરીયાળ પ્રદેશમાં મોકલી દેવામાં આવે એમ કાશીરામ કોઈપણ રીતે સ્વામી બાલમુકુંદદાસજીને જૂનાગઢથી દૂર કરવા માંગતા હતા. સંવત્ ૧૯૨૬ ની સાલ હતી. બાલમુકુંદદાસજી સ્વામી ઉના દેશમાં ફરવા પધાર્યા. એમની સાથે સ્વામી ઈશ્વરચરણ દાસજી, રામાનુજદાસજી, પ્રભુચરણદાસજી, ધર્મતનયદાસજી, હરિપ્રિયદાસજી, શ્રીકૃષ્ણદાસજી, શ્રી ધર્મસ્વરુપદાસજી વગેરે સંતો હતા.

સ્વામીશ્રીનું તાન માત્ર ને માત્ર સત્સંગ પ્રવર્તનનું હતું. એમના મનમાં છેટે કે દૂર, અગવડતા કે સગવડતા વગેરેની કાંઈ પડી ન હતી.

સ્વામી મહારાજની મૂર્તિના સુખે સુખીયા રહેનારા સંત હતા અને હજારો જીવોને મહારાજની મૂર્તિમાં જોડવા એ જ એનું તાન હતું.

કાશીરામની ગણતરી જે હોય તે પરંતુ ઉના તરફના નાઘેર અને બાબરીયાવાડના હરિભક્તોએ તો કાશીરામનો આભાર માનવો જોઈએ કારણકે એની અવળાઈને લીધે જ આ દેશના લોકોને બાલમુકુંદદાસજી સ્વામી જેવા સમર્થ સદ્‌ગુરુનો જોગ થયો.

સ્વામીના વિચરણથી આ તરફનો સત્સંગ લીલી નાઘેર જેવો લીલો અને ઘેઘુર થયો.

ગુણાતીતાનંદ સ્વામી ધામમાં ગયા પછી આ દૂરના ગામડાઓને જે ખોટ વર્તાતી હતી તે ખોટ બાલમુકુંદદાસજી સ્વામીએ પુરી દીધી.

સ્વામીના આશીર્વાદથી અનેક દુઃખીયા હરિભક્તો સુખીયા થયા. ઉનાના શેઠ જાદવજી મોતીચંદને ત્યાં છોકરા ઉછરતા નહોતા. સ્વામીના આશીર્વાદથી જાદવજી શેઠનું પ્રારબ્ધ ફરી ગયુ અને એમને ત્યાં હરકિસન નામના પુત્રનો જન્મ થયો.

સ્વામી ઉના પધાર્યા એને લીધે ઉનામાં સત્સંગના મૂળ ખૂબ જ ઊંડા ઊતર્યા. પરિણામે આજે પણ આજીવિકા માટે ઉના છોડી મુંબઈ જેવા શહેરોમાં વસતા નાઘેરના શેઠિયાઓનો સત્સંગ અણીશુદ્ધ રહ્યો છે. ઊનામાં શિખરબધ્ધ મંદિર થયું તેનું કારણ પણ બાલમુકુંદદાસ સ્વામી જેવા સંતે અહી સત્સંગના અચળ પાયા નાખ્યા એ છે.

બાલમુકુંદદાસજી સ્વામી પછી સદ્‌ગુરુ નારાયણદાસજી સ્વામી, પુરાણી સ્વામી ગોપીનાથજીદાસજી, અને ગુરુદેવ શાસ્ત્રીજી મહારાજે નાઘેર તથા બાબરીયાવાડના સત્સંગનું અભૂતપૂર્વ રીતે જતન કરેલ છે.

## ઉના મંદિરનો વહીવટ સુધાર્યો

બાલમુકુંદદાસજી સ્વામી મોક્ષ માર્ગે જેટલા કુશળ હતા એટલા જ વ્યવહાર માર્ગમાં પણ કુશળ હતા. છતા તેઓ જેમ બને તેમ વ્યવહાર માર્ગથી અલિપ્ત રહેતા હતા. આચાર્યશ્રીઓની આજ્ઞા થાય ત્યારે ન છૂટકે એમણે મોટા મોટા મંદિરોના વહીવટો કૂશળતાપૂર્વક સુધાર્યા હતા અને મંદિરોને સમૃદ્ધ કર્યા હતા.

ઉનામાં ગણેશ શેઠે પોતાની તમામ મિલકત

લાલજીને અર્પણ કરી હતી અને ત્યાં મંદિર કર્યું હતું. સમય જતાં ગેરવહીવટને કારણે ગણેશ શેઠે અર્પણ કરેલી તમામ મિલ્કત ખવાઇ ગઇ અને મંદિર ઉપર કરજ થઇ ગયું.

ઉના દેશમાં વારાવાળા સંતોના ઘણા મંડળ આવી ગયા પણ લાલજીના મંદિરનો વહીવટ સરખો ન થયો.

ઉનાના શેઠીયાઓનો આગ્રહ હતો કે જો 'બાલમુકંદદાસજી સ્વામી આવે તો જ લાલજીના મંદિરનો વહીવટ સારો થશે. બીજા કોઇ સંતનો આમાં ગજ વાજે એમ નથી.'

ઉનાના શેઠીયાઓની વિનંતીથી વિહારીલાલજી મહારાજે સ્વામીને ઉના મોકલ્યા. સ્વામીએ ભારે કુનેહપૂર્વક ઉના મંદિરનો વહીવટ સુધાર્યો.

મંદિરના વહીવટ માટે આગેવાન શેઠિયાઓની કમિટી બનાવી મંદિરના વહીવટને પારદર્શક કર્યો. ધીરે ધીરે મંદિર ઉપર જે કરજ હતું તે ઉતરી ગયું.

સ્વામી અહીં ચાર વર્ષ રોકાયા. એ દરમિયાન મંદિરની સીલકમાં એ સમયના રૂપીયા આઠ હજારનો વધારો થયો. ઉના મંદિરના વહીવટની સાથોસાથ સેંકડો હરિભક્તોના જીવન સુધારી સ્વામી પાછા જુનાગઢ પધાર્યા.

## ઉના મંદિરનો જીર્ણોદ્ધાર અને લાલજીનો જય જય કાર

વરસો પછી વરસો વીતી રહ્યા હતા. ઉનાનું મંદિર ઘણું જીર્ણ થયું હતું. હરિભક્તોની ભાવના મંદિરનો જીર્ણોદ્ધાર કરવાની હતી. હરિભક્તોએ સ્વામીને વિનંતી કરી. સ્વામીની પ્રેરણા અને માર્ગદર્શન મુજબ મંદિરનો જીર્ણોદ્ધાર થયો અને બંગલાઘાટનું સુંદર મંદિર નિર્માણ થયું.

વિ. સં. ૧૯૬૮ની સાલમાં સદ્‌ગુરુ બાલમુકુંદદાસજી સ્વામીના સાનીધ્યમાં શ્રીજી મહારાજે ગણેશ શેઠને આપેલા પ્રસાદીના લાલજીની સાથે શાલીગ્રામની ધામધૂમથી પુનઃ પ્રતિષ્ઠા થઇ.

પરંતુ બન્યું એવું કે એ વર્ષમાં વરસાદે તણાવ્યું. આખો અષાઢ કોરો ગયો. લોકોના દિલમાં ભારે ઉચાટ થવા લાગ્યો. બધા હરિભક્તો સ્વામી પાસે આવી વરસાદ માટે પ્રાર્થના કરવા લાગ્યા.

સ્વામીએ મંદિરમાં લાલજી સામે ઉભા રહી હસતા હસતા કહ્યું ''આપણે તો લાડે કોડે શિખરબંધ મંદિરમાં લાલજીને પધરાવ્યા અને હવે જો લાલજી વરસાદ નહી કરે તો લોકો મે'ણા મારશે કે 'લાલજીનું મંદિર કર્યું પણ લાલજીએ કાળ પાડયો.' આમા લાજ લાલજીની જશે આપણે શું? માટે હવે લાલજીને જેમ કરવું હોય તેમ કરે. આપણે એક કામ કરીએ. લાલજીને રીઝવવા એક મહિનો મહાપૂજા કરીએ પછી જેવી લાલજીની મરજી.''

સ્વામીના વચને મહાપૂજા શરૂ થઇ. ચારે બાજુ અડસઠીયો દુકાળ પડયો હતો પણ સ્વામીના વચને લાલજીની કૃપાથી સામસ્ત નાઘેર અનો બાબરીયાવાડમાં સારો વરસાદ થયો. આ રીતે વરસાદને કારણે ચારે બાજુ લાલજીનો જે જે કાર થયો.

## શિખરબંધ મંદિરનું નિર્માણ

ઉનામાં શિખરબંધ મંદિર થાય તેવી સહુ હરિભક્તોની ઇચ્છા હતી. હરિભક્તોની ઇચ્છા પ્રમાણે સ્વામીએ સદ્‌ગુરુ નારાયણદાસજીને ઉનાનું મંદિર કરવા મોકલ્યા. સ્વામી નારાયણદાસએ સર્વ હરિભક્તોના તન, મન, ધનના સહકાર અને જાતમહેનતથી વચલો ઘુમ્મટ અને મંદિરના દેરાંઓનું કામ પૂર્ણ કરાવ્યું પણ શિખરોનું કામ બાકી રહ્યુ. સર્વનો વિચાર દેરામાં મૂર્તિઓ પધરાવી દેવાનો હતો. વિ. સં. ૧૯૭૬ વસંત પંચમીના રોજ આચાર્યશ્રી શ્રીપતિપ્રસાદજી મહારાજના હસ્તે લાલજીની સાથે સક્ષ્મીનારાયણ દેવની ધામધુમથી પ્રતિષ્ઠા થઇ.

ઉનામાં શિખરબંધ મંદિરનું કામ સ્વામીના સમર્થ શિષ્ય સ્વામી નારાયણદાસજીએ કરાવ્યું પણ સંજોગવશાત્ મંદિર ઉપરના શિખરોનું જે કામ અધુરું રહી ગયું હતુ તે ગુરૂદેવ શાસ્ત્રીજી મહારાજે વિ. સં. ૧૯૯૦માં પુરું કરાવેલું.

## ગોંડલના મંદિરનો વહીવટ સુધાર્યો

વિક્રમ સંવત્ ૧૯૨૮માં ગોંડલ મંદિરની પ્રતિષ્ઠા થઈ હતી. એ વાતને એકવીસ વર્ષ થયા પણ ગોંડલ મંદિરનો વહીવટ સાવ ખાડે ગયો હતો.

ઉના મંદિરના અનુભવ ઉપરથી વિહારીલાલજી મહારાજે બાલમુકંદદાસજી સ્વામીને કહ્યું કે 'ઉનાની જેમ ગોંડલ મંદિરનો વહીવટ પણ આપ સુધારો.'

સ્વામીશ્રીએ કહ્યું, 'મહારાજશ્રી! મને વહેવારમાં બહુ ખબર ન પડે.'

મહારાજશ્રીએ હસીને કહ્યું, 'સ્વામી! તમને ખબર પડે એવી કોઈને ખબર ન પડે. તમે ધારો તો વૈરાગ્યની વાતો કરી મને પણ સાધુ કરી દો એટલા સમર્થ છો.' સ્વામીએ કહ્યું, 'મહારાજશ્રી! મને ગુણાતીતાનંદ સ્વામીએ આજ્ઞા કરેલ છે કે તમે ક્યારેય મંદિરોના વહીવટમાં સીધો પ્રવેશ કરશો નહિ

તેમ અમે વહેવારમાં સીધા નહિ ભળીએ પણ અમારા વતી આ શાસ્ત્રી ધર્મતનયદાસજી ગોંડલ મંદિરનો વહીવટ સંભાળશે. માટે એમના નામની મહોર છાપનો કાગળ લખી આપો. સાથે સાથે એ કાગળમાં એમ પણ લખી આપો કે મંદિરમાં અમારે જેને રાખવા હોય તે જ રહે અને ન રાખવા હોય તે ન રહે.' વિહારીલાલજી મહારાજે સ્વામીએ કહ્યો એ રીતનો કાગળ કારભારી નંદલાલભાઈ પાસે લખાવી આપ્યો. સ્વામી ગોંડલ પધાર્યા. ગોંડલ મંદિરનું સુકાન શાસ્ત્રી ધર્મતનયદાસજી સ્વામીને સોંપ્યું. આંકડીયાવાળા ત્રિવેદી પીતાંબર રુગનાથને નામા ઠામાનો તમામ વહેવાર સોંપ્યો. મંદિરમાં જેને રાખવા ઘટે તેને રાખ્યા અને વરતાલ મોકલવા જેવા હતા તેને વરતાલ મોકલ્યા!

છ મહિનામાં ગોંડલ મંદિરનો વહીવટ સુધરી ગયો. શાસ્ત્રી ધર્મતનયદાસજી સ્વામી ભારે કુશળ અને સાધુતાની મૂર્તિ હતા. એમણે બાલમુકંદદાસજી સ્વામીની આજ્ઞાથી વીસ વીસ વર્ષ સુધી એકધારી રીતે ગોંડલ મંદિરની સેવા કરી.

વિક્રમ સંવત્ ૧૯૬૯ આસો વદી એકાદશીની રાત્રે અગિયાર વાગ્યે શાસ્ત્રી ધર્મતનયદાસજી સ્વામી શરીર છોડી ધામમાં ગયા.

સ્વામી ધર્મતનયદાસજીના અક્ષરવાસ બાદ સ્વામીએ ગોંડલ મંદિરના વહીવટનું સૂકાન પોતાના કૃપાપાત્ર શિષ્ય પુરાણી ગોપીનાથદાસજી સ્વામીને સોપ્યુ હતું. પુરાણી સ્વામી સાથેના મંડળમાં સ્વામી અક્ષરપ્રિયદાસજી, સ્વામી દેવપ્રસાદદાસજી, સ્વામી નારાયણસેવાદાસજી, સ્વામી કૃષ્ણજીવનદાસજી, અને કોઠારી કેશવપ્રિયદાસજી વગેરે હતા.

પુરાણી સ્વામીએ પાંચેક વર્ષ સુધી ગોંડલ મંદિરનું સુકાન સફળતા પૂર્વક સંભાળ્યું હતુ. પછી અલૌકિક ઐશ્વર્ય જણાવી અક્ષરવાસી થયા હતા.

## મુંબઇના ભૂલેશ્વર મંદિરનો ઇતિહાસ

એક સમયે મુંબઇ સૌરાષ્ટ્ર માટે વિલાયત ગણાતું. દૂરદૂરથી હરિભક્તો મુંબઇમાં આજીવિકા માટે આવતા. મુંબઇમાં હરિભક્તોની સંખ્યા વધતી જતી હતી. અહીં નાનકડું મંદિર હતું પરંતુ હરિભક્તોની સંખ્યા વધતા મંદિરની જગ્યા નાની પડતી હતી. અહીં મોટું મંદિર થાય તેવી સર્વના અંતરની ઇચ્છા હતી. મંદિરની જગ્યા લેવાનું પરિયાણ ચાલતું હતું પરંતુ હરિભક્તો કોઇ રીતે એક મત થઇ શકતા નહોતા. સંવત્ ૧૯૫૧ ની સાલ હતી આચાર્યશ્રી વિહારીલાલજી મહારાજે બાલમુકુંદદાસ સ્વામીને કહ્યું કે, 'સ્વામી! મુંબઇ મંદિરનો પ્રશ્ન ગુંચવાયા કરે છે માટે આપ ત્યાં જઇ મતભેદ મિટાવો અને મંદિરની જગ્યાનું નક્કી કરાવો.'

વિહારીલાલજી મહારાજની વાત સ્વીકારીને સ્વામી મુંબઇ પધાર્યા. સ્વામીના મહાન શિષ્ય પુરાણી સ્વામી શ્રીગોપીનાથદાસજી અને કેશવચરણદાસજી વગેરે સંતો સ્વામીની સાથે હતા.

ચાતુર્માસનો સમય હતો પુરાણી સ્વામી ગોપીનાથદાસજી કથાવાર્તા કરતા હતા અને સ્વામી પણ ભગવાન સ્વામિનારાયણની આજ્ઞા ઉપાસના તેમજ સંપ રાખવા વિશે ખુબ જ વાતો કરતા હતા.

સ્વામીનું જીવન પંચવર્તમાનથી પરિપૂર્ણ હતું

સાથે પુરાણી સ્વામી ગોપીનાથદાસજી પણ મહાન વિદ્વાન અને પ્રભાવશાળી સંત હતા. એમનું જીવન પણ સ્વામી જેવું જ સાધુતાથી ભરેલું હતું. એમના મુખેથી કથાવાર્તા સાંભળીને હરિભક્તો અત્યંત આનંદ અનુભવી રહ્યા હતા.

સાચા સંતોના જોગથી હરિભક્તોના અંતરમાં સત્સંગ સુદૃઢ થયો હતો. કથાવાર્તા કરતાંય સંતોના સાધુતાભર્યા વર્તનની હરિભક્તોના અંતરમાં ઊંડી અસર થઈ હતી.

મુંબઈ જેવા શહેરમાં સારા સારા પદાર્થો અને ઉત્તમ રસોઈઓનો ભારે જોગ હોય પણ સ્વામી ક્યારેય ગળ્યું ચીકણું, જમતાં નહોતા. પ્રેમીભક્તોએ કરેલા પદાર્થોના ઢગલામાં સ્વામી સાવ નિર્લેપ અને નિઃસ્પૃહિ હતા. ધનસંગ્રહની તો વાત જ નહોતી.

સ્વામી જેવા મહાન એકાંતિક સંતના સમાગમથી હરિભક્તોના મન એક થયાં હતાં. આખરે બધા હરિભક્તોએ સ્વામીને વિનંતી કરી કે, ' સ્વામી! મંદિરની જમીન અંગે આપ જેમ કહો તેમ જ કરીશું. આપ જે જગ્યા નક્કી કરો તે જગ્યાએ મંદિર કરવામાં અમે બધા રાજી છીએ.

બધા હરિભક્તોનો એક મત જોઈ સ્વામી રાજી થયા. હાલમાં જ્યાં મંદિર છે એ જમીન સ્વામીએ પસંદ કરી. જમીન પેટે રુપિયા ૧ લાખ ૭૧ હજાર ભરવાના થતા હતા. સ્વામીએ હરિભક્તોને કહ્યું જેને જેટલી શ્રધ્ધા હોય એ પ્રમાણે ઠાકોરજી પાસે રુપિયા મૂકો. હરિભક્તોએ ભારે ભાવથી પોતપોતાની શક્તિ પ્રમાણે ઠાકોરજી પાસે રુપિયાનો ઢગલો કર્યો. આશ્ચર્યની વાત એ હતી કે રુપિયા ગણ્યા તો બરાબર ૧ લાખ ૭૧ હજાર થયા નહિ વધારે નહિ ઓછા. બધા જ હરિભક્તોને આ વાત અત્યંત ચમત્કારી લાગી.

## સ્વામી ! તમે સાજા નરવા આવ્યા !

મંદિર માટે ભૂલેશ્વરની જમીન સંપાદનનું કાર્ય પૂર્ણ કરી સ્વામી મુંબઈથી વરતાલ પધાર્યા.

મુંબઈના હરિભક્તોએ સ્વામી અને સંતમંડળને જે ધોતીયા ઓઢાડયા હતા તે બધા સ્વામીએ વડતાલ મંદિરમાં જમા કરાવી દીધા. સ્વામીએ ધાર્યુ હોત તો ધોતીયા જુનાગઢ લઈ જઈ શક્યા હોત, પરંતુ સ્વામી વહીવટમાં પારદર્શક અને પદાર્થપાનામાં નિર્લેપ હતા. સ્વામીનો આ સ્વભાવ સર્વના અંતરમાં અહોભાવ ઉપજાવે એવો હતો.

સ્વામી વિહારીલાલજી મહારાજને મળ્યા અને મુંબઈની બધી હકીકત કહી.

સ્વામીની વાત સાંભળીને વિહારીલાલજી મહારાજ ખૂબ જ રાજી થયા. પછી થોડું હસીને મર્મમાં બોલ્યા, 'સ્વામી! ઘણા બધા સાધુ મુંબઈ જાય છે પણ મોટા ભાગના માંદા થઈને પાછા આવે છે, જ્યારે તમે તો સાવ સાજા નરવા પાછા આવ્યા!'

મહારાજશ્રીની વાત ખાલી શરીરની માંદગી પ્રત્યેની નહોતી મોટા શહેરોમાં ભારે ભારે પદાર્થનો જોગ થાય ત્યારે ભલભલા ત્યાગી વૈરાગી હોય તોય શરીરની સાથોસાથ મનથી પણ માંદા થઈ જતા હોય છે.

સ્વામીએ મર્મમાં જ પ્રત્યુત્તર આપ્યો, 'બાપજી! અમે મુંબઈ જવાના થયા ત્યારે જ ગળ્યું, ચીકણું નહિ ખાવાનું નિયમ લઈ લીધું હતું તેથી શરીરે સાજા રહ્યા અને શ્રીહરિએ બાંધેલી પંચવર્તમાનની આજ્ઞા પાળી એથી મનથી નરવા રહ્યા.' સ્વામીનો જવાબ સાંભળી મહારાજશ્રી અત્યંત રાજી થયા અને બોલ્યા, 'સ્વામી તમે ગુણાતીતાનંદ સ્વામી જેવા જ નિર્લેપ છો. તમને શહેર કે પદાર્થો બાધ કરી શકે એમ નથી.

# વચલા ડેરાનો વિવાદ

સ્વામી બાલમુકુંદદાસજીની પ્રેરણાથી મુંબઇ ભૂલેશ્વર ખાતે મંદિર માટેની જમીન લેવાણી. ત્રણ શિખરનું સુંદર મંદિર તૈયાર થયું.ભગવાન સ્વામિનારાયણ અને લક્ષ્મીનારાયણ દેવની સુંદર મૂર્તિઓ પણ તૈયાર થઇ ગઇ.

સંવત્ ૧૯૫૯માં વૈશાખ માસમાં સુદી બારસના રોજ મૂર્તિપ્રતિષ્ઠા કરવાની હતી. પ્રતિષ્ઠાની બધી જ પૂર્વ તૈયારીઓ પૂર્ણ થવા આવી હતી. પરંતુ વચલા ડેરામાં કઇ મૂર્તિ પધરાવવી એ અંગે ભારે વિવાદ ઊભો થયો. મુંબઇનું જૂનું મંદિર હતું એમાં ગોલોકવિહારીજી અને રાધિકાજીની મૂર્તિઓ હતી. આ મૂર્તિઓ હરિભક્ત શ્રીરણછોડદાસે પધરાવી હતી.

રણછોડદાસનો આગ્રહ વચલા ડેરામાં એ જ મૂર્તિઓ પધરાવવી એવો હતો.

મોટાભાગના હરિભક્તોનો મત હતો કે 'ગોલોકવિહારીજીની મૂર્તિઓ સાવ નાની છે તેથી વચલા ડેરાને બદલે પડખેના ડેરામાં પધરાવવી અને વચલા ડેરામાં નવી મોટી મૂર્તિઓ પધરાવવી.' પરંતુ રણછોડદાસ કેમેય માનતા નહોતા. વાત ભારે મમતે ચઢી ગઇ હતી અને વિવાદ વકર્યો હતો.

રણછોડદાસે મંદિરના મુખ્ય કાર્યકર્તા જે.પી કરમશીભાઇ ઉપર કેસ કર્યો.

મૂર્તિપ્રતિષ્ઠાનો સમય નજીક આવ્યો પણ વિવાદ શમવાનું નામ લેતો નહોતો એટલે બધા મુંજાયા હતા.

મોટાભાગે આવા વિવાદોને ધર્મ સાથે સ્નાન સૂતકનોય સંબંધ હોતો નથી. આવા વિવાદો માત્ર અહં મમત્વમાંથી જ ઊભા થતા હોય છે. આવું એક જગ્યાએ નહી અનેક જગ્યાએ બનતું હોય છે.આમાં પણ ઘણીવાર હરિભક્તોરુપી ફુગ્ગામાં હવા ભરનારાઓ બહારના પરિબળો મહત્વનો ભાગ ભજવતા હોય છે.

મુંબઇના હરિભક્તોને થયું હતું કે આ વિવાદ હવે સ્વામી બાલમુકુંદદાસજી પધારે તો જ ઉકેલાશે.

આખરે આચાર્ય મહારાજશ્રી વિહારીલાલજી મહારાજે આગ્રહપૂર્વક સ્વામીને મુંબઇ મોકલ્યા.

સ્વામી હંમેશા મંદિરને ઓછો ઘસારો આવે માટે થર્ડક્લાસમાં જ મુસાફરી કરતા. બધાનો ખૂબ આગ્રહ હતો કે સ્વામી સેકન્ડ ક્લાસમાં બેસે પણ સ્વામીએ એ વાત ન સ્વીકારી. સ્વામી થર્ડક્લાસમાં જ મુંબઇ પહોંચ્યા. સ્વામીએ મુંબઇ પધારીને રણછોડદાસને સમજાવ્યા. સ્વામી જેવા પ્રતાપી પુરૂષના વચને રણછોડદાસ માની ગયા. કોર્ટ કેસ પાછા ખેચ્યાં. સ્વામી જેવા મહાન પુરૂષના પ્રતાપથી બધુ સરખુ થયું.

રાવબહાદુર શેઠ કરમશીભાઇ પૂર્વના યોગભ્રષ્ટ જીવ હતા. સંપ્રદાયની બન્ને ગાદીમાં આદરણીય હતા. સદ્‌ગુરુ બાલમુકુંદદાસજી સ્વામી સાથે તેઓને અત્યંત આત્મબુદ્ધી હતી. મુંબઇ મંદિરના વચલા દેરાના વિવાદનું સમાધાન થયુ ત્યારે કોરટ-કચેરીનો ખર્ચ એ જમાનામા આશરે એકાદ દજાર જેટલો થયો હતો. શેઠ શ્રી કરમશીભાઇએ એ ખર્ચો મંદિરમાંથી નહી લેતા પોતે જ ભોગવી લીધો હતો.

સદ્‌ગુરુ બાલમુકુંદદાસજી સ્વામીએ કહ્યું, 'શેઠ આટલો બધો ખર્ચ તમે કરશો?'

ત્યારે શેઠ કરમશીભાઇએ કહ્યું, 'સ્વામી! મારા દીકરાનો માંડવો હોય તો ખરચ મારે જ કરવો પડે, ત્યારે આતો મારા ઈષ્ટદેવનો માંડવો છે. એમાં હું આટલી સેવા કરુ એમાં કઇ નવાઇ નથી.'

શેઠની વાત સાંભળી સ્વામી અત્યંત રાજી થયા.

મુંબઇમાં મૂર્તિપ્રતિષ્ઠાનો ઉત્સવ આચાર્યશ્રી વિહારીલાલજી મહારાજની નિશ્રામાં ધામધૂમથી ઉજવાયો. પ્રતિષ્ઠા પૂર્ણ થયા બાદ સ્વામી મુંબઇથી નીકળવા તૈયાર થયા ત્યારે શેઠ કરમશીભાઇ સ્વામીને જૂનાગઢથી મુંબઇ આવવા જવાનું બન્ને વખતનું સેકન્ડ ક્લાસનું ભાડું આપવા લાગ્યા.

સ્વામીએ કહ્યું, 'શેઠ! એક તો અમે થર્ડ ક્લાસમાં આવ્યા છીએ બીજું આવતી વખતનું ભાડું માવા મુસા વાળા શેઠ લક્ષ્મણદાસે આપ્યું છે માટે માત્ર જવાનું જ ભાડું લેવાનું થાય છે અને તે પણ થર્ડ ક્લાસનું, જે અમે જૂનાગઢ મંદિરમાં ખર્ચ પેઠે મંડાવી દઇશું.'

કરમશી શેઠે કહ્યું, 'સ્વામી! અમે તમને તેડાવ્યા ત્યારે કાગળમાં આવવા જવાનું સેકન્ડ ક્લાસનું ભાડું

આપવાનું લખ્યું હતું માટે તમે સ્વીકારી લ્યો.'

સ્વામી કહે, 'શેઠ! તમે આટલી ચોખવટ કરી એટલે તમારી ફરજ પૂરી થઇ. પરંતુ અમારે ત્યાગીઓએ અમારો ધર્મ બજાવવો જોઇએ. અમારાથી ખોટો ખરચો ન લેવાય.'

સદ્‌ગુરૂ બાલમુકુંદદાસજી સ્વામીની વાતમાં અણિશુધ્ધ પ્રામાણિકતા નીતરતી હતી. નિતિમત્તાની નાની નાની બાબતમાં પણ સ્વામી સાવધાન હતા.

મંદિરોના નાણાં બાબતના વ્યવહારો કેવા શુદ્ધ અને પારદર્શક હોવા જોઇએ? તે માટે સંપ્રદાયના સર્વ વહીવટ કર્તાઓએ સ્વામીની વાત ઉપરથી ધડો લેવો જોઇએ.

## અલૌકિક ઐશ્વર્ય

બાલમુકુંદદાસજી સ્વામી પાંચે પાંચ વર્તમાન યથાર્થ પાળતા હતા. સદ્‌ગુરુ ગુણાતીતાનંદ સ્વામીની એમના ઉપર અપાર કૃપા હતી. સ્વામીના એ મુખ્ય શિષ્ય હતા. પોતાના જ્ઞાન અને ઐશ્વર્યનો વારસો ગુણાતીતાનંદ સ્વામીને આપ્યો હતો.

સ્વામીએ અનેક અવગતિયા જીવોનો ઉદ્ધાર કર્યો હતો. અનેક ગરીબ હરિભક્તોને સુખીયા કર્યા હતા. સ્વામીના આશીર્વાદથી અનેક ભક્તોને સંતાનસુખ પ્રાપ્ત થયું હતું.

સૌથી વિશેષ વાત એ હતી કે સ્વામીએ અનેક સંતો હરિભક્તોને નિર્વાસનિક કરીને સંકલ્પ માત્રથી અક્ષરધામમાં મોકલ્યા હતા. જીવને નિર્વાસનિક કરી અક્ષરધામમાં મોકલી દેવો એ સ્વામીને મન રમત વાત હતી. વિ. સં. ૧૯૪૫ની સાલ હતી. સ્વામી વરતાલ સમૈયો કરવા પધાર્યા હતા. સ્વામીની સાથે પુરુષોત્તમ વલ્લભદાસજી નામના સંત હતા. પુરુષોત્તમ વલ્લભદાસજીએ સ્વામીને વિનંતી કરી, 'સ્વામી! તમે કૃપા કરી હવે મને ધામમાં મોકલી દો.'

સ્વામીએ કહ્યું, 'સાધુરામ! હમણાં નહિં. આપણા દેશમાં પાછા જઈએ ત્યારે વાત.'

આ જ અરસામાં રાજકોટ ખાતે ગુણાતીતાનંદ સ્વામીના કૃપાપાત્ર કડીયા માવજીભાઈને બન્ને દેશના આચાર્યો અને સંતોને તેડાવી મોટો યજ્ઞ કરાવાનો સંકલ્પ હતો. એમની ઈચ્છા હતી કે આ બધું જ આયોજન બાલમુકુંદદાસજી સ્વામીની દેખરેખ નીચે થાય. માવજીભાઈએ સ્વામીને વરતાલથી રાજકોટ પધારવા વિનંતી કરી. સ્વામીએ વિનંતી માન્ય રાખી.

સ્વામી રાજકોટ પધાર્યા અને રાજકોટ ખાતે માવજીભાઈના સંકલ્પ પ્રમાણે ધામધૂમથી યજ્ઞ કરાવ્યો. જેમાં મોટા મોટા સંતો એકઠા થયા હતા. મહા માસમાં આયોજીત આ મહોત્સવમાં સદ્‌ગુરુ શાસ્ત્રી સ્વામી ધર્મતાનયદાસજી અને પુરાણી સ્વામી ગોપીનાથદાસજીએ કથામૃતનું રસપાન કરાવ્યું હતુ.

વરતાલથી શ્રી વિહારીલાલજી મહારાજ અને અમદાવાદથી કેશવપ્રસાદજી મહારાજ અને એના લાલજી પુરુષોત્તમ પ્રસાદજી મહારાજ પણ આ પ્રસંગે પધાર્યા હતા અને આઠ આઠ દિવસ રાજકોટ રોકાયા હતા. યજ્ઞ પૂરો થયા પછી સ્વામી પુરુષોત્તમવલ્લભ દાસજીએ સ્વામીને કહ્યું, 'સ્વામી! હવે આપણો દેશ આવી ગયો છે તો તમે કૃપા કરી મને વરતાલમાં કોલ દીધો છે એ પુરો કરો અને મને ધામમાં મોકલી દો.' સ્વામીએ એમની ધામમાં જવાની તીવ્ર ઈચ્છા જોઇને કહ્યું, 'ભલે આવતી કાલે મહારાજ તમને ધામમાં તેડી જશે. તમે મહારાજની મૂર્તિને સંભારી ભજન કરવા માંડો.' સ્વામીના વચને સ્વામી પુરુષોત્તમ વલ્લભદાસજી ભજન કરવા માંડ્યા. આ સમયે તેઓ સાવ સાજા સારા હતા. ધામમાં જવાનો સમય નજીક આવવા લાગ્યો. એમના શરીરમાં થોડો તાવ આવ્યો.

સ્વામીએ હરિભક્તોને કહ્યું, 'ડોશીયોના મંદિરે કહેવડાવો કે બધી ડોશીયુ પોત પોતાને ઘરેથી એક એક સૂંડલો છાણા લઈ આવે જેથી સાધુની અંતિમ વિધિમાં કામ આવે.' સ્વામીની વાત સાંભળી એક સાધુ કટાક્ષમાં બોલ્યા, 'આમ એક દિવસના મંદવાડમાં થોડો દેહ પડી જશે કે છાણા મંગાવો છો?'

સ્વામીએ કહ્યું, 'જો દેહ નહી પડે તો છાણાં રસોઈમાં કામ લાગશે. તમે નકામી ચિંતા કરો મા.'

સ્વામીની આજ્ઞાથી સત્સંગી બહેનોએ છાણાનો ઢગલ કર્યો. બીજે દિવસે સવારે પેલો કટાક્ષ કરનારો સાધુ જોતો રહ્યો અને ભગવાન શ્રીહરિ સ્વામીના વચને પુરુષોત્તમ વલ્લભદાસજીને પોતાના ધામમાં તેડી ગયા. સ્વામીએ આ રીતે અનેક સંતો ભક્તોને મહારાજના ધામમાં મોકલ્યા હતા. સામાન્ય જીવોને સમજાય નહિં એવું આ અલૌકિક ઐશ્વર્ય સ્વામીમાં સહજ હતું.

# બ્રહ્મને સંકલ્પ શું અને વિકલ્પ શું ?

સ્વામિનારાયણ સંપ્રદાયમાં એક સુપ્રસિદ્ધ પ્રસંગ છે. એક સમયે ભગવાન શ્રી સ્વામિનારાયણ સરધાર ગામે પધાર્યા હતા અને વણિક શેઠ શાહ ગોવર્ધન અને શાહ કમળશીને ત્યાં ઉતારો કર્યો હતો.

બન્ને ભાઈઓ ભગવાન શ્રીહરિના આશ્રિત થયા હતા. એમને ભગવાન સ્વામિનારાયણમાં અપાર શ્રદ્ધા હતી પરંતુ એમના માતુશ્રી ચુસ્તપણે જૈન ધર્મ પાળતા હતા.

ડોસીમા ભારે જીવદયામાં માનતા હતા. તેઓ ક્યારેય માંકડ મચ્છર મારતા નહિં. તેમની એક આદત હતી કે તેઓ પથારી-પાગરણમાંથી મચ્છર, માંકડ વીણી વીણીને એક ઢોલીયામાં મૂકતા અને કોઈ મહેમાન આવે ત્યારે તેઓ એ ઢોલીયો મહેમાન માટે ઢાળી આપતા.

આમાં ત્રણ લાભ થતા. માંકડ મરે નહી, મહેમાનનું મીઠું લોહી પી માંકડ તાજા માજા રહે, માંકડથી કંટાળીને મહેમાન વહેલાસર વે'તા પડે!

આ ડોસીમાને ભગવાન સ્વામિનારાયણ પ્રત્યે અકારણ આડવેર હતું.

મહારાજ ઘરે પધાર્યા એ ડોશીને જરાય ગમ્યું નહોતું પણ પોતાના યુવાન દીકરાઓને કાંઈ કહી શક્યા નહોતા.

મહારાજ પધાર્યા ત્યારે ડોશીએ દાઝમાં ને દાઝમાં મહારાજ માટે ઢાળીયામાં રાખી મૂકેલો માંકડવાળો ઢોલીયો ઢાળી દીધો.

મહારાજ જેવા ઢોલીયા પર પોઢ્યા એવા ચારે તરફથી લશ્કરની બટાલીયન છૂટે એમ ઢોલીયામાંથી માંકડની હાર્યો ઉભરાણી. માંકડની હાર્યો ને હાર્યો જોઈ મહારાજ ઢોલીયા ઉપરથી નીચે ઉતરી ગયા અને જમીન પર આસન કર્યું.

થોડી વારમાં શેઠ ઘરે આવ્યા અને મહારાજને જમીન પર બેઠેલા જોઈને પૂછ્યું, 'મહારાજ! ઢોલીયો ઢાળ્યો છે છતાંય કેમ નીચે બિરાજો છો?'

મહારાજે હસીને કહ્યું, 'ગોવર્ધન! ઢોલીયામાં માંકડનો પાર નથી એટલે અમે નીચે આસન જમાવ્યું છે.'

શેઠે ડોશીમાને કહ્યું, 'મા! આ માંકડવાળો ખાટલો મહારાજ માટે કેમ ઢાળ્યો?'

અવળાઈ ભરેલી ડોશીએ મહારાજ સાંભળે એમ મેણું માર્યું, 'સ્વામિનારાયણ તો બહુ મોટા ભગવાન કહેવાય છે, અનેક જીવોના કલ્યાણ કરવાનો દાવો લઈને ફરે છે, જો એમનામાં ખરેખર ત્રેવડ હોય તો માંકડનું કલ્યાણ કેમ નથી કરતા?'

ડોશીનું મેણું સાંભળી મંદમંદ હસતા મહારાજે ચપટી વગાડી અને એ જ સમયે આકાશમાં અનંત વિમાનો આવ્યાં અને બધા જ માંકડ દિવ્ય ચતુર્ભુજ સ્વરુપો ધારણ કરી વૈકુંઠમાં ગયા!

ગોવર્ધન અને એમના મા દૃશ્ય જોઈ રહ્યા હતા. ડોશીમાનું મન અને માન બેય ગળી ગયા. એમણે મહારાજના ચરણમાં પડી માફી માગી અને શ્રીહરિના આશ્રિત થયા.

કરુણાસાગર શ્રીજી મહારાજે બન્ને દીકરાઓની હારે એમના માંકડવાળા માતુશ્રીનું પણ કલ્યાણ કર્યું.

આ જ વણિક પરિવારમાં શાહ જીવરાજ હેમરાજ થયા. જીવરાજભાઈને ત્યાં પાંચ પુત્રો અને ત્રણ પુત્રી હતા. એમના મોટા દીકરાનું નામ મેઘજી હતું. એમનો જન્મ સરધાર ખાતે સંવત્ ૧૯૧૦માં થયો હતો.

મેઘજીને નાનપણથી જ બાલમુકુંદદાસજી સ્વામીનો જોગ થયો હતો અને સ્વામીના સમાગમથી એમના અંતરમાં વૈરાગ્યનાં બીજ પાંગર્યાં હતાં.

મેઘજીને માત્ર પંદર વર્ષની ઉંમરે સાધુ થવાની ઈચ્છા થઈ હતી. એમનું મન સંસાર વહેવારથી ઉઠી ગયું હતું. તેઓ વધારે ને વધારે સમય ભજન ભક્તિમાં પસાર કરતા હતા.

મેઘજીનું સગપણ ગઢડા પાસે ભડલી ગામે કરવામાં આવ્યું હતું.

કન્યા ઉંમરલાયક થઈ હતી તેથી તેમના પરિવારજનો લગ્ન માટે વારંવાર દબાણ કરતા હતા

પણ મેઘજી માનતા નહોતા. એમને કોઈ રીતે સંસાર કરવો નહોતો. આવી રકઝકમાં ચાર પાંચ વર્ષ નીકળી ગયાં.

એક દિવસ રાત્રે પરિવારજનો સૂઈ ગયા ત્યારે મેઘજી ઘર છોડી નીકળી ગયા અને જૂનાગઢ બાલમુકુંદદાસજી સ્વામી પાસે આવ્યા.

મેઘજીના સગા સંબંધીઓ પણ એમને શોધતા શોધતા પાછળ પાછળ જૂનાગઢ આવ્યા. એમણે સ્વામીને કહ્યું, 'સ્વામી! મેઘજીને ઘેર મોકલો.'

સ્વામી કહે, 'મેઘજીને મનાવો અને માને તો લઈ જાઓ, અમે કોઈને પરાણે રોકતાં નથી.'

સગાં સંબંધીઓએ મેઘજીને ખૂબ મનાવ્યા પણ મેઘજી કોઈ રીતે માન્યા નહિં.

આખરે સ્વામીએ એમના કુટુંબીઓને કહ્યું, 'તમે હવે માથાફોડ મૂકો. તમારા છોકરાના અંતરમાં વૈરાગ્ય છે, એમને સાધુ થવા દો. એ સાધુ થશે તો તમારી એકોતેર પેઢીઓના કલ્યાણ થઈ જશે.'

આખરે સ્વામીની વાતથી સગાં-સંબંધીઓ માની ગાય અને મેઘજીને સાધુ થવાની રજા આપી.

સ્વામીએ એમને છવીસ વર્ષની ઉંમરે વિહારીલાલજી મહારાજ પાસે દીક્ષા અપાવી સાધુ કર્યા અને સ્વામી કેશવચરણદાસજી નામ રાખ્યું.

એક દિવસ સ્વામી કેશવચરણદાસજી પૂજા કરી રહ્યા હતા. તેમના અંતરમાં ખોટો ઘાટ સંકલ્પ થયો. પ્રાયશ્ચિત રુપે એમણે આખો દિવસ ઉપવાસ કર્યો.

બીજો દિવસ પારણાનો દિવસ હતો. પરંતુ બીજા દિવસે પણ પૂજા સમયે ખોટો ઘાટ સંકલ્પ થયો તેથી તેઓશ્રીએ બીજા દિવસે પણ ઉપવાસ કરવાનું નક્કી કર્યું.

માછલી જેમ ઈંડાને સેવે તેમ સદ્‌ગુરુ બાલમુકુંદદાસજી સ્વામી આ મુમુક્ષુનું સેવન કરી રહ્યા હતા.

કેશવચરણદાસજી સ્વામીના દર્શને આવ્યા ત્યારે કરુણામૂર્તિ સ્વામીએ પૂછ્યું, 'સાધુરામ! ગઈ કાલે તમારે ઉપવાસ હતો, તો આજે પારણા કર્યા?'

કેશવચરણદાસજીએ એક ઉત્તમ શિષ્યને શોભે એ રીતે નિખાલસ ભાવે પોતાના ઘાટ સંકલ્પની કબુલાત કરતા કહ્યું, 'સ્વામી! આજે પણ પૂજા પછી મારા મનમાં ખોટા ઘાટ સંકલ્પ થયા છે માટે આજે પણ મેં ઉપવાસ કરવાનું નક્કી કર્યું છે.'

શિષ્યની સાધના માટેની ઉત્કૃષ્ટ શ્રદ્ધા જોઈને સદ્‌ગુરુ બાલમુકુંદદાસજી સ્વામીએ કરુણાભરી દષ્ટિથી કેશવચરણદાસજી સામે જોઈને કહ્યું, 'સાધુરામ! આપણે તો બ્રહ્મરુપ છીએ. બ્રહ્મને સંકલ્પ શું અને વિકલ્પ શું? જાઓ હવેથી તમને ઘાટ સંકલ્પ નહિં થાય. આજે પારણા કરી લ્યો, કાલે ઉપવાસ કરજો.'

સમર્થ સદ્‌ગુરુના આશીર્વાદથી સ્વામી કેશવચરણદાસજીનું હૃદય કાયમ માટે આકાશ જેવું નિર્મળ બની ગયું. મનના ઘાટ સંકલ્પોનો વિરામ થયો અને મહારાજની મૂર્તિમાં અખંડ વૃત્તિ રહેવા લાગી.

સ્વામીના વચને સ્વામી કેશવચરણદાસજીએ પારણા કર્યા અને વળતે દિવસે ઉપવાસ કર્યો.

સ્વામી કેશવચરણદાસજીનું જીવન સાધુતાપૂર્ણ હતું તેઓ ખૂબ જ ભજનીક અને ધ્યાની સંત હતા અને વચનામૃતના ખાસ અભ્યાસી હતા. એમણે વચનામૃતની ૩૦૦ પારાયણ સાંભળી હતી. સ્વામીએ એમને વહેવાર કુશળ જાણી જેતપુરનો વહીવટ સંભાળવાની આજ્ઞા કરી હતી. એમનો સ્વભાવ ત્યાગ વૈરાગ્યથી ભરપૂર હતો છતાં સ્વામીની આજ્ઞાથી એમણે વર્ષો સુધી જેતપુર મંદિરનો વહીવટ નિર્લેપ ભાવે સંભાળ્યો હતો.

સમય જતાં તેઓશ્રીએ જેતપુર મંદિરનો વહીવટ પોતાના શિષ્ય કોઠારી સ્વામી હરિકૃષ્ણદાસજીને સોંપ્યો હતો અને પોતે બધી રીતે પાછી વૃત્તિ વાળી શ્રીહરિના અખંડ ભજન સ્મરણમાં ગરકાવ થયા હતા.

તેઓશ્રી ૮૧ વર્ષની ઉંમરે સંવવ્ ૧૯૯૧ના કાર્તક વદી ૧૩ના રોજ સ્વતંત્ર થકા પંચભૂતનો દેહ છોડી અક્ષરવાસી થયા હતા.

## સમાવર્તન સંસ્કાર સમારોહ

તા. ૨૨ માર્ચના રોજ સ્વામિનારાયણ ગુરુકુલ વિશ્વવિદ્યા પ્રતિષ્ઠાનમ્(SGVP)માં અભ્યાસ કરતા ધોરણ-૧૨ના વિદ્યાર્થીઓ તેમજ તા. ૨૪ માર્ચના રોજ અમદાવાદ ગુરુકુલમાં અભ્યાસ કરતા ટી.વાય.ના વિદ્યાર્થીઓનો સમાવર્તન સમારોહ પ. પૂ. સદ્‌ગુરુ પુરાણી શ્રી બાલકૃષ્ણદાસજી સ્વામીના સાન્નિધ્યમાં યોજાયો હતો. આ સમારોહમાં વિદ્યાર્થીઓએ ભીની આંખે અને ગદ્‌ગદ્ કંઠે ગુરુકુલમાં રહી પ્રાપ્ત કરેલા સંસ્કારો તથા સંતો તરફથી મળેલી હૂંફને યાદ કરાત કૃતજ્ઞતા વ્યક્ત કરી હતી. આ પ્રસંગે ઉપસ્થિત વિદ્યાર્થીઓના વાલીઓએ પોતાના સંતાનોના સુસંસ્કારી જીવન ઘડતર બદલ સંતોનો આભાર વ્યક્ત કર્યો હતો. આ પ્રસંગે પ. પૂ. સદ્‌ગુરુ પુરાણી શ્રી બાલકૃષ્ણદાસજી સ્વામીએ દરેક વિદ્યાર્થીઓને સ્મૃતિ ચિહ્ન અર્પણ કરી શુભાશિર્વાદ પાઠવ્યા હતા.

## શ્રીહરિ પ્રાગટ્યોત્સવ (રામનવમી)

ચૈત્ર સુદી નવમી એટલે ભારતવર્ષના બે મહાન અવતારોનો અવતરણ દિવસ. આજનો દિવસ સૌ કોઇ માટે ઉત્સવનો રહે છે. તા. ૧ એપ્રિલ શ્રી રામનવમીના રોજ ગુરુકુલમાં સવારે ભગવાન નીલકંઠવર્ણીનો અભિષેક, ઘનશ્યામ મહારાજનું રાજોપચાર પૂજન તથા બપોરે શ્રી રામચંદ્રજીનો પ્રાગટ્યોત્સવ ખૂબ જ ધામધૂમથી ઉજવાયો. ભગવાન શ્રીહરિના પ્રાગટ્યની પૂર્વ સંધ્યાએ ગુરુકુલના પ્રાંગણમાં વિશાળ જનમેદની વચ્ચે ગુરુકુલ ગાયકવૃંદ દ્વારા શ્રીહરિ પ્રાગટ્યોત્સવના કીર્તનોની રમઝટ બોલી. પ. પૂ. સદ્‌ગુરુ પુરાણી શ્રી બાલકૃષ્ણદાસજી સ્વામી તથા પ. પૂ. સદ્‌ગુરુ પુરાણી શ્રી ભક્તિપ્રકાશદાસજી સ્વામીના મુખેથી કથાવાર્તાનો લાભ મળ્યો. બરાબર ૧૦:૧૦ મિનીટે ભગવાનના જયઘોષ સાથે વાતાવરણ ગૂંજી ઉઠ્યું. શંખનાદ અને વાજીંત્રોના અવાજ સાથે બાલસ્વરુપ ઘનશ્યામ મહારાજની આરતી થઇ. ગુરુકુલના વિદ્યાર્થીઓ દ્વારા પ્રાગટ્યોત્સવ નૃત્ય રજૂ થયું. સૌ સંતો-ભક્તો ભગવાન શ્રીહરિના સાન્નિધ્યમાં રાસ લેવામાં નિમગ્ન બન્યા. મહોત્સવના અંતે પંચાજીરીનો પ્રસાદ લઇ સહુ ભક્તો છૂટા પડ્યા.

## સત્સંગ યાત્રા, આફ્રિકા (નાઇરોબી)

નાઈરોબી નિવાસી કપુરચંદભાઇ શાહ તથા તેમના સુપુત્રો દીલીપભાઇ, રાજુભાઇ, પંકજભાઇ વગેરે પરિવારજનોના આગ્રહને માન આપી પ. પૂ. સદ્‌ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામી તા. ૪ એપ્રિલના રોજ સત્સંગ યાત્રાએ પધાર્યા હતા. આ પરિવાર જૈન ધર્મ પાળે છે છતા તેઓને પુજ્ય સ્વામી સાથે ખૂબ જ હેત છે. તેઓએ નાઇરોબીમા નવું મકાન બનાવ્યું તેથી તેઓની ઇચ્છા હતી કે પૂજ્ય સ્વામી અહીં પધારે, પૂજન વિધિ કરાવે ત્યાર પછી જ નવા મકાનમાં રહેવા જવું. પૂજ્ય સ્વામીએ અહીં પધારી સમસ્ત પૂજન વિધિ જૈન શાસન અને વૈષ્ણવ તંત્રના આધારે કરાવી હતી. આ દિવ્ય વાતાવરણનો લાભ લઇ સર્વે હરિભક્તોના હૃદયમાં આનંદ થયો હતો.

આ જ સમયે નાઇરોબીની ઇસલી સ્કુલના ગ્રાઉન્ડમાં કણબી સ્પોર્ટ્સ ક્લબ દ્વારા બે વર્ષ પહેલા અકસ્માતમાં અવસાન પામેલા યુવાન હર્ષીલ સંઘાણી તથા અલ્પેશ પટેલની સ્મૃતિમાં યુવાનો દ્વારા ક્રીકેટ ટૂર્નામેન્ટ યોજવામાં આવી હતી. જેમાં મોમ્બાસા, કમ્પાલા, નાઇરોબી વગેરેની કચ્છી લેવા પટેલ સમાજની તથા અન્ય ટીમોએ ભાગ લીધો હતો. આ ટૂર્નામેન્ટની પૂર્ણાહુતી પ્રસંગે પૂજ્ય સ્વામીએ ઉપસ્થીત રહી યુવાનોને પ્રોત્સાહીત કરી પ્રેરણા અને માર્ગદર્શન પુરુ પાડ્યુ હતુ.

આ ઉપરાં પૂજ્ય સ્વામીજીએ કચ્છી યુથ લીગ દ્વારા રવિભાઇ મોશીવાળા, ગોવિંદભાઇ વરસાણી તથા કે. કન્સ્ટ્રક્શનના આર્થીક સહયોગથી નિર્માણ પામેલ ત્રણ માળના ભવ્ય ક્રીકેટ પેવેલીયનની ખાસ મુલાકાત લીધી હતી. તથા કચ્છી લેવા પટેલ સમાજના વિશાળ હોલમાં સભાનું આયોજન કરવામાં આવ્યું હતુ. જેમાં સમાજના અગ્રણીઓ તથા મોટી સંખ્યામાં ભક્તજનોએ ઉપસ્થીત રહી કથાવાર્તાનો લાભ લીધો હતો.

## સત્સંગ યાત્રા (દુબઇ)

ભગવાન શ્રી સ્વામિનારાયણના સર્વજીવ હિતાવહ સંદેશાને પ્રવર્તાવવા શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ પરિવાર, દુબઇના આગ્રહથી તા. ૩ થી ૧૩ એપ્રિલ, ૨૦૧૨ દરમિયાન પ. પૂ. સદ્‌ગુરુ પુરાણી શ્રી ભક્તિપ્રકાશદાસજી સ્વામી તથા પ. પૂ. સદ્‌ગુરુ પુરાણી શ્રી શ્રીહરિદાસજી સ્વામી દુબઇની સંત્સંગ યાત્રાએ પધાર્યા હતા. ૧૦ દિવસની આ યાત્રામાં સંતોએ હરિભક્તોના ઘરે પધરામણી તથા સત્સંગ સભાઓ યોજી કથાવાર્તાનો લાભ આપ્યો હતો.

## ગુરુકુલ પ્રિમીયર લીગ GPL-2

**SGVP Sports Academy** દ્વારા ગયા વર્ષે **GPL**નું ભવ્ય આયોજન થયું હતું. આ ટુર્નામેન્ટને અદ્‌ભૂત સફળતા પ્રાપ્ત થતાં આ વર્ષે પણ **GPL-2** નું આયોજન કરવામાં આવ્યું છે. તા. ૭ એપ્રિલના રોજ આ ટુર્નામેન્ટનો ભવ્ય ઓપનિંગ સમારોહ યોજવામાં આવ્યો હતો. ગીત, સંગીત, નૃત્ય, આતશબાજી વડે કેમ્પસ ગુંજી ઉઠ્યું હતું. પ. પૂ. સદ્‌ગુરુ પુરાણી શ્રી બાલકૃષ્ણદાસજી સ્વામીના સાન્નિધ્યમાં યોજાયેલ આ સમારોહમાં ગુજરાત રાજ્યના રમત-ગમત મંત્રી શ્રી ફકીરભાઈ વાઘેલા, પદ્મશ્રી તથા અર્જુન એવોર્ડ વિજેતા માસ્ટર દેવેન્દ્ર, ભરતભાઇ દુધીયા, રાજેશભાઇ શાહ, દુષ્યંત પંડ્યા

વગેરે મહાનુભાવો ખાસ ઉપસ્થિત રહ્યા હતા.

આ ટુર્નામેન્ટમાં ગુજરાત, મહારાષ્ટ્ર, રાજસ્થાન, મધ્યપ્રદેશ એમ કુલ ચાર રાજ્યોની ૧૬૦ ટીમો ભાગ લઈ રહી છે. ૭ એપ્રિલે શરુ થયેલ આ ટુર્નામેન્ટ ૧૦ જૂને પૂર્ણ થશે. આ ટુર્નામેન્ટમાં કુલ ૬ લાખથી પણ વધુ રૂપિયાના ઈનામો રાખવામાં આવ્યા છે.

## SGVP ની મુલાકાતે મેક બ્રાઇડ (ખગોળ શાસ્ત્રી, NASA)

વિદ્યાર્થીઓમાં અવકાશ સંશોધન ક્ષેત્રે અભિરુચિ કેળવાય તથા તેમને આ વિષયમાં પુરતું માર્ગદર્શન મળે તેવા હેતુથી અમેરિકન સંસ્થા નાસાના ખગોળ શાસ્ત્રી તથા સ્પેસ શટલ લીડ પાયલોટ મેક બ્રાઇડ શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ વિશ્વવિદ્યા પ્રતિષ્ઠાનમ્ SGVPની મુલાકાતે પધાર્યા હતા. પ. પૂ સદ્‌ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામી તથા પ. પૂ. સદ્‌ગુરુ પુરાણી શ્રી બાલકૃષ્ણદાસજી સ્વામીએ મેક બ્રાઇડનું સ્વાગત કર્યુ હતું.

તેઓશ્રીએ વિદ્યાર્થીઓ, શિક્ષકો અને અન્ય મહાનુભાવોની વિશાળ સભાને સંબોધતા જણાવ્યું હતું કે ૫ ઓકટોબર ૧૯૮૪ના રોજ ઓર્બિટર ચેલેન્જરના ૮ દિવસના મિશન દરમ્યાન પૃથ્વીનું ભ્રમણ કરતા સતત ૬૦ કલાક એટલે અઢી દિવસ સુધી દર ૪૫ મિનીટે સૂર્યોદય અને સૂર્યાસ્ત નિહાળવાનો જે રોમાંચ તે આજે પણ ભૂલાતો નથી. વિદ્યાર્થીઓ સાથે પ્રશ્નોત્તરી દરમીયાન મેક બ્રાઈડે વિદ્યાર્થીઓના પ્રશ્નોના જવાબ આપી માર્ગદર્શન પુરુ પાડ્યુ હતુ. તેઓશ્રીને ૧૯૭૯ સુધીમાં ૧૦,૦૦૦ કલાક કરતા વધુ વિમાન ચલાવવાનો રેકોર્ડ છે. જેમાં ૪૨૦૦ કલાક જેટ વિમાનનું ઉડ્ડયન કરેલ છે. આ પ્રસંગે પૂજ્ય સ્વામીજીએ ભારતના મહાન પ્રાચીન ખગોળ શાસ્ત્રી વરાહમિહીર, બ્રહ્મગુપ્ત, આર્યભટ્ટ તેમજ અર્વાચીન અવકાશ યાત્રી કલ્પના ચાવલા, રાકેશ શર્મા તથા સુનિતા વિલિયમ્સને યાદ કરી વિજ્ઞાનની પાંખે અને અધ્યાત્મની આંખે અવકાશના સિમાડાઓ ઓળંગવાનું આહ્‌વાન કર્યું હતું.

## પ્રતિષ્ઠા મહોત્સવ - કાંગશીયાળી

રાજકોટ વિસ્તારમાં આવેલ કાંગશીયાળી ગામ અખંડ ભગવદ્ પરાયણ પૂજ્યપાદ શ્રી જોગી સ્વામીની પદરજથી પાવન થયેલ છે. આ ગામના દરબારો ભગવાનને ગોતવા નીકળ્યા હતા, તેમાં તેઓને ભગવાન શ્રી સ્વામિનારાયણનો ભેટો થયો. આ સત્સંગી દરબારો દ્વારા કાંગશીયાળી ગામમાં સત્સંગ થયો.

આ વિસ્તારમાં અખંડ ભગવદ્ પરાયણ પૂજ્યપાદ શ્રી જોગી સ્વામીએ અવાન-નવાર પધારી ગ્રામજનોને વિશેષ સુખીયા કર્યા છે. આ ગામના ભક્તજનોને વિશેષ સત્સંગનું સુખ પ્રાપ્ત થાય તેવા હેતુથી પૂજ્યપાદ જોગી સ્વામીએ વિશાળ મંદિરનું નિર્માણ કરાવ્યું. આ મંદિરમાં તા. ૨૭/૩/૧૨ થી તા. ૨/૪/૧૨ દરમ્યાન પ.પૂ.ધ.ધુ.૧૦૦૮ આચાર્ય મહારાજ શ્રી રાકેશપ્રસાદજી મહારાજના વરદ્ હસ્તે મૂર્તિ પ્રતિષ્ઠા મહોત્સવ ઉજવાયો. આ મહોત્સવમાં પ.પૂ. સદ્‌ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામી, પૂજ્ય પુરાણી શ્રી માધવજીવનદાસજી સ્વામી તથા પૂજ્ય શ્રી ભક્તિવેદાંતદાસજી સ્વામીએ ભાગવત કથામૃતનું રસપાન

કરાવ્યું હતું. આ મહોત્સવ દરમ્યાન દ્વિદિનાત્મક મહાવિષ્ણુયાગનું આયોજન કરવામાં આવ્યું હતું. પૂજ્ય સદ્ગુરુ પુરાણી શ્રી શ્રીહરિદાસજી સ્વામીએ સુચારુ રીતે આ મહોત્સવનું સંચાલન કર્યું હતું. ગામના ઉત્સાહી યુવાનોએ ખૂબ જ ઉત્સાહપૂર્વક આ મહોત્સવને દીપાવ્યો હતો. સમસ્ત ગામના યુવાનોવતી શ્રી લક્ષ્મણસિંહજી જાડેજાને પૂજ્ય શ્રી આચાર્ય મહારાજે આશીર્વાદ પાઠવ્યા હતા.

## સ્મૃતિ મહોત્સવ (મુંબઇ-પાર્લા)

પ. પૂ. બ્રહ્મનિષ્ઠ સદ્ગુરુ શ્રી જ્ઞાનજીવનદાસજી સ્વામી (વીરસદવાળા) તથા સત્સંગમાં સંત જેવું જીવન જીવી અનેક જીવોને શ્રીજી ચરણે ધરનારા મુક્તરાજ શ્રી રમણકાકાની પવિત્ર સ્મૃતિમાં તા. ૧૩ થી ૧૭ એપ્રિલ દરમિયાન મુંબઇ-પાર્લા ખાતે સ્મૃતિ મહોત્સવ ખૂબ જ ધામધૂમથી ઉજવાયો હતો. આ મહોત્સવમાં પ. પૂ. સદ્ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામી તથા પ. પૂ. શાસ્ત્રી શ્રી ઘનશ્યામપ્રકાશદાસજી સ્વામીએ પોતાની ભાવવાહી શૈલીમાં કથામૃતનું પાન કરાવ્યું. આ મહોત્સવમાં પ. પૂ. આચાર્ય શ્રી રાકેશપ્રસાદજી મહારાજે પધારી દર્શન તથા કથાવાર્તાનો લાભ આપ્યો હતો. આ મહોત્સવનું સંપૂર્ણ આયોજન મુક્તરાજ રમણકાકાના પરિવાર દ્વારા થયું હતું. પ.પૂ. હરિસેવાદાસજી સ્વામી (વસઇ) એ સંપૂર્ણ સહયોગ આપ્યો હતો. આ મહોત્સવમાં મોટી સંખ્યામાં ભક્તજનોએ પધારી કથાવાર્તા-દર્શનનો લાભ લીધો હતો.

### છારોડી ગુરુકુલ

૧. શ્રી રુખીબેન કચરાભાઈ પટેલ, હિંમતનગર
૨. શ્રી સુનીલભાઇ ગોવિંદભાઈ હાલાઇ, નારણપર
૩. શ્રીમતિ સરિતાબેન વિજયકુમાર પટેલ, અમદાવાદ
૪. શ્રી નરેશભાઈ વાલજીભાઈ પટેલ, સુખપર
૫. ડૉ. વિપુલભાઇ પટેલ, અમદાવાદ
૬. શ્રી ખીમજીભાઈ નારણભાઈ રાબડીયા, રામપરા
૭. શ્રી વિક્રમભાઈ નારણભાઈ પટેલ, ઝુંડાલ
૮. શ્રી ઘનશ્યામભાઈ કાંતિભાઈ ઉનડકટ, મુંબઇ

### અમદાવાદ ગુરુકુલ

૧. શ્રી જશવંતલાલ મણિલાલ બ્રહ્મભટ્ટ, અમદાવાદ
૨. શ્રી તનીશ ચિંતનભાઈ દવે, કેનેડા
૩. શ્રી ધવલ પટેલ, અમદાવાદ
૪. શ્રી અશ્વિનભાઈ દુધાત, અમદાવાદ
૫. શ્રી હરીશભાઈ દવે, યુ.એસ.એ.
૬. શ્રી ભાર્ગવભાઈ રાવ, ખંભાત
૭. શ્રી શનાભાઈ જીણાભાઈ પટેલ, અમદાવાદ
૮. શ્રી પ્રકાશભાઈ ઓઝા, અમદાવાદ
૯. શ્રી બલભદ્રસીંહજી ચુડાસમા, ગાંધીનગર

## આગામી આયોજન

- ૦૨ થી ૦૬ મે — સદ્ગુરુ મહોત્સવ ઉપક્રમે શ્રીમદ્ સત્સંગી જીવન કથા પારાયણ, ગુંદાસરા જિ-રાજકોટ (અધ્યક્ષ-પ.પૂ. સદ્ગુરુ શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી)
- ૦૨ મે, બુધવાર — મોહિની એકાદશી - રાત્રે કીર્તનભક્તિ, (શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ, અમદાવાદ)
- ૧૬ મે, બુધવાર — અપરા એકાદશી - રાત્રે કીર્તનભક્તિ, (શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ, અમદાવાદ)
- ૨૭ મે, રવિવાર — સમૂહ મંત્ર લેખન - શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ, અમદાવાદ (સાંજે ૫ થી ૭)
- ૩૦ મે, બુધવાર — શ્રીહરિ જયંતી, નીલકંઠવર્ણી અભિષેક, રાજોપચાર પૂજન (શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ, અમદાવાદ)

### પ. ભ. શ્રી કાંતિભાઇ વલ્લભદાસ ઉનડકટ

મુંબઈ નિવાસી પ. ભ. શ્રી કાંતિભાઈ વલ્લભદાસ ઉનડકટ તા. ૩૧ માર્ચના રોજ અક્ષરવાસી થયા છે. કાંતિભાઈ ગુરુદેવ શાસ્ત્રીજી મહારાજના અત્યંત કૃપાપાત્ર હતા. તેઓશ્રીના પિતા ગુરુકુલનો કોઠાર ગણાતા. મહીના પહેલાં જ્યારે પૂ. માધવપ્રિયદાસજી સ્વામી મુંબઈ પધાર્યા ત્યારે સ્વામી પાસે કાંતિભાઈએ ઘરના મંદિરની નવી મુર્તિઓ કરાવેલી તેની આરતી કરાવી અને સ્વામીને ધ્યાન વિષેના કેટલાક પ્રશ્નો પૂછ્યા હતા. કાંતિભાઈ સવારની પૂજામાં ઠાકોરજીને દંડવત્ કરતા કરતા અક્ષરધામ સિધાવ્યા. ભગવાન શ્રીહરિ તથા સંતોમાં અપાર પ્રીતિવાળા ગુરુકુલના સન્નિષ્ઠ સેવક કાંતિભાઈના ધામમાં જવાથી ગુરુકુલ પરિવાર તથા સત્સંગને મોટી ખોટ પડી છે. ભગવાન શ્રીહરિ આ પવિત્ર આત્માને પોતાની મૂર્તિનું સુખ આપે તથા ધીરુભાઈ, સુપુત્ર નિમિષ, ઘનશ્યામ, કલ્પેશ, ધીમંત વગેરે પરિવારજનોને ધીરજ અર્પે તેવી પ્રાર્થના.

### પ. ભ. શ્રી મુરલીધરભાઈ પ્રેમચંદભાઈ શાહ

મુંબઈ નિવાસી મુરલીધરભાઈ પ્રેમચંદભાઈ શાહ તા. ૨ એપ્રિલના રોજ અક્ષરવાસી થયા છે. મુરલીધરભાઈ મુંબઈ સત્સંગ સમાજના મોભી હતા. મોટી ઉંમરે પણ દરરોજ ભુલેશ્વર મંદિરે દર્શને જવાનું તેમનું નિયમ હતું. ગુરુદેવ શાસ્ત્રીજી મહારાજ સાથે તેઓને અત્યંત પ્રીતિ હતી. તેઓ વૈષ્ણવ સમાજના પણ આગેવાન હતા. ગુરુકુલની સેવા પ્રવૃત્તિઓ પ્રત્યે તેમને ખૂબ જ આદર હતો. મુરલીધરભાઈને શ્રીહરિ પોતાનું સુખ આપે તથા રાજુભાઈ, દીપકભાઈ, દીલીપભાઈ વગેરે પરિવારજનોને ધીરજ અર્પે તેવી પ્રાર્થના.

### પ્રેમબાઈ કુરજીભાઈ હીરાણી

ગામ- માનકુવા, હાલ- એલ્ડોરેટ નિવાસી શ્રી પ્રેમબાઈ કુરજી હીરાણી તા. ૨ એપ્રિલના રોજ અક્ષરવાસી થયા છે. આ પવિત્ર આત્માને શ્રીહરિ પોતાની મુર્તિનું સુખ આપે તથા ધનજીભાઈ, શિવજીભાઈ, નારણભાઈ વગેરે પરિવારજનોને ધીરજ અર્પે તેવી પ્રાર્થના.

### પ. ભ. શ્રી હિરજીભાઇ લાખાભાઇ આણદાણી

ગામ ઈંટવાયા નિવાસી શ્રી હિરજીભાઈ લાખાભાઈ આણદાણી તા. ૧૦ એપ્રિલના રોજ હરિસ્મરણ કરતા થકા અક્ષરવાસી થયા છે. ગુરુકુલના આ સનિષ્ઠ સેવકને ભગવાન શ્રીહરિ પોતાની મૂર્તિનું અખંડ સુખ આપે તથા સંજયભાઈ, કૃષ્ણકાંતભાઈ, હરેશભાઈ, ચંદુભાઈ વગેરે પરિવારજનોને ધીરજ અર્પે તેવા પ્રાર્થના.

---

**સદ્‌ગુરુ બાલમુકુંદદાસજી સ્વામી વિશેષાંકનું**
**સૌજન્ય : શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ પરિવાર**
**સીડની(ઓસ્ટ્રેલીયા) તથા સીડનીના ભાવિક ભક્તજનોએ સ્વીકાર્યું છે.**

સમાવર્તન સંસ્કાર સમારોહ, SGVP

સમાવર્તન સંસ્કાર સમારોહ, અમદાવાદ ગુરુકુલ

મહારાજશ્રી તથા વક્તાશ્રી સ્મૃતિ મહોત્સવ, મુંબઇ

આરતી કરતા યજમાનશ્રીઓ, સ્મૃતિ મહોત્સવ

મેક બ્રાઇડનું (નાસા વૈજ્ઞાનીક) અભિવાદન કરતા સંતો

મેક બ્રાઇડ સાથે પ્રશ્નોત્તરી કરતા વિદ્યાર્થીઓ

મૂર્તિ પ્રતિષ્ઠા કરતા મહારાજશ્રી, કાંગશીયાળી

પૂજ્ય સ્વામીજી સાથે કાંગશીયાળીના ભક્તજનો

RNI No. GUJGUJ/2009/28937.
Permitted to post at A'bad PSO on 25th of every month, GAMC 1468/2010-2012, Valid up to 31/12/2012

શ્રી ઘનશ્યામ મહારાજ પ્રાગટ્ય, આરતી દર્શન

શ્રી ઘનશ્યામ મહારાજ પ્રાગટ્ય નૃત્ય રજુ કરતા વિદ્યાર્થીઓ

શ્રી ઘનશ્યામ પ્રાગટ્યોત્સવમાં પધારેલા ભક્તજનો

GPLનું ઉદ્‌ઘાટન કરતા મહાનુભાવો

GPLના ઉદ્‌ઘાટનમાં પધારેલા મહાનુભાવો

ટ્રોફી સાથે GPLમાં ભાગ લઈ રહેલ ટીમોના કેપ્ટનો